# નિવેદન.

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના મહુદ્દેશથી પતિતપાવન કે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ શ્રીજા સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી " શ્રી સયાજી સાહિત્યમાળા " રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ **"ભાષા-વિજ્ઞાન પ્રવેશિકા"** નામનું પુસ્તક, શ્રી. બચુભાઇ શુકલ પાસે તૈયાર કરાવવામાં આવેલું તે ઉક્ત માળામાં ૨૬૨ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા.<br>પ્રાચ્યવિદ્યા મંદિર,<br>વડોદરા.<br>તા. ૩૧-૮-૩૯ | ભા. પ્ર. કોઠારી<br>ભાષાંતર મદદનીશ | જ્યો. મા. મહેતા<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય |

# ઉપોદ્ઘાત

ગૂજરાતીના પિતામહ પ્રેમાનંદે લીધેલી ભીષ્મપ્રતિજ્ઞા આજે ઘણે અંશે ફળીભૂત થઇ છે. જગતના સાહિત્યની ભાષાઓના સભામંડપમાં ગૂજરાતી પોતાનું સ્થાન લેવા તત્પર બની છે. એનાં ત્રણ કે ચાર સૈકાના શૈશવ પછી આજે ગૂજરાતીએ તારૂણ્યમાં પગલાં ભરવા માંડ્યાં છે પણ એ પગલાંમાં હજી દૃઢતા નથી; ગૌરવ નથી. એને કયે આસને બેસવાની છૂટ મળશે એ તે નાજુક નવયૌવના જાણતી પણ નથી.

ગૂજરાતી વર્તમાનપત્રો, ગૂજરાતી માસિકો, વિધવિધ વાંચન-માળાઓ અને ગ્રંથાવલિઓથી ગૂજરાતનાં બજારો ઉભરાય છે લેખક કે લેખિકા કહેવડાવવાને ઉત્સાહી યુવક–યુવતીઓથી ગૂજરાતનાં આંગણે આંગણે સાહિત્યોત્સાહના પડઘા સંભળાય છે. કેટલાંએ લેખકસંઘો અને સાહિત્યમંડળો બંધાય છે અને ભાંગે છે. આજે એક મંડળ જોડણીના નિયમો તૈયાર કરવા મથે છે, તો કાલે બીજું ગૂજરાતી બીબાંઓમા શું સુધારો કરવો એની ચર્ચામાં પડી જાય છે. વળી લેખકોને કેટલું અને કેવું વેતન મળવું જોઇએ એના વિષે પણ પ્રકાશકો અને વેપારીઓ સાથે ગૂજરાતને શોભે એવાં મહા વાગ્યુદ્ધ મંડાય છે. આવી આવી અનેકવિધ પ્રવૃત્તિઓમાં પડેલ ગૂજરાત બિચારી ગૂજરાતી ભાષાને તો ભૂલી જ ગયું હોય એમ લાગે છે. એ નિરાધાર તરુણીનો મર્મનિઃશ્વાસ કોને કાને અથડાય ! ફુરસદ કોને છે ? લખો બસ લખો ! ગમે તેવુ લખો ! આપણા ગૂજરાતમાં સાહિત્યના પૂર આણો. પછી ભલેને તે ગમે તેટલાં ડોળા કે મલિન હોય, ગમે તેટલાં છાછરાં અને નકામાં હોય;

ગમે તેવાં અનુકરણ કે ભાષાંતર હોય; કલાસૌન્દર્ય કે ભાવવિલાસને એમાં એક છાંટો પણ ભલે ન હોય !

ગૂજરાતી ભાષાના પિતામહે ગૂજરાતી ભાષાનું અસ્તિત્વ સિદ્ધ કર્યું, નર્મદ અને નવલરામ, ગોવર્ધનરામ અને રમણભાઈ, કેશવલાલ અને નરસિંહરાવ, કાન્ત અને ન્હાનાલાલ વગેરેએ એના શૈશવમાં એની બની તેટલી બરદાસ્ત કરી. અને હવે ? હવે એ અનાથ તરુણીનું સ્વાસ્થ્ય સાચવનાર કોઈ જ નહિં ! જેને જેમ ફાવે તેમ તે તેનો ઉપયોગ કરે; ગમે તેવું, સારું નરસું, પથ્ય, અપથ્ય, એને ગળે ઉતારી બીચારીને પોષણ આપે ! કારણ આજનો સાહિત્યનો ઉપાસક લખવા માગે છે. એને ભાષાની પડી નથી; કલાની તો નામ માત્ર ભક્તિ બતાવવી છે. શુદ્ધ અશુદ્ધ, સારું નરસું, શિષ્ટ અશિષ્ટ, એ બધા ગયા જમાનાના કૃત્રિમ આદર્શ હતા ! આજનો જમાનો જુદો. આજે આપણે વિમાનમાં મુસાફરી કરીએ, પૃથ્વીના ગમે તે ભાગના સાદ સાંભળીએ. આપણે દુનિયા સાથે રહેવું છે ! યુરોપમાં ગઈ કાલે લખાએલ સાહિત્યની નકલ આપણે ત્યાં ન હોય તો આપણે પછાત કહેવાઈએ ! આપણે ત્યાં તો દર વર્ષે ગૂજરાતનો એક મહાકવિ, નવલકથાકાર કે નાટકકાર નોબેલ પ્રાઈઝ માટે તૈયાર હોવો જ જોઈએ ! અને એ નોબેલ પ્રાઈઝ આપણે મેળવીશું યુરોપની નકલ કરીને !

આવા આદર્શને સેવતો ગૂજરાતી સાહિત્યકાર એક છેક જ નાની વસ્તુને ભૂલે છે. જેમ રેડીઓ કે ટેલીવીઝન, અથવા કોમ્યુનીઝમ કે ફેસીઝમના નવામાં નવા સિદ્ધાંતો ન જાણવામાં આજના સંસ્કારી માણસને હીણપ લાગે છે તેવી જ રીતે-કે તેથી વધારે હીણપભર્યું ભાષાના મૂળ સિદ્ધાંતો ન જાણવા એ સાહિત્યકારને માટે ગણાતું હોત તો એમ ન થાત. ભાષાનો અભ્યાસ કર્યો વિના

શેક્સપીઅર થયે એવુ કહેનારને એટલું જ કહેવુ પડે કે શેક્સપીઅર થનાર ગૂજરાતી હજી અંતરિક્ષમાં જ છે. એણે જન્મ નથી લીધો.

ગૂજરાતમાં શેક્સપીઅર જન્મે ત્યારે એને અમારાં વધામણાં પહોંચાડવામાં અમે પછાત નહિ પડીએ. પણ ભાષાની સંભાળ લેવાનું કામ સાહિત્યકારો કરતાં સાક્ષરોનું વધારે છે. ભાષાની જે સંભાળ લેવાવી જોઇએ તે નથી લેવાતી તેનો દોષ સાક્ષરોને માથે છે નવીનતાને નામે ગમે તેવું ચલાવી લેવું અને સાહિત્યને ઉત્તેજન આપવાને બ્હાને કોઇને કડવા બે બોલ નહિ સંભળાવવાની નીતિ, પ્રગતિવાદ અને અહિંસાવાદને ઉત્તેજક હશે; પણ ભાષાનો ઉત્કર્ષ-માર્ગ એ નથી જ. ભાષ પર થતા અત્યાચારથી આપણા અવલોકનકારો માસિકોના તંત્રીઓ અને વૈયાકરણોનું એક રૂંવાડુંય હાલતું નથી. અને એનો દોષ પૂર્ણમાત્રાએ વૈયાકરણ ઉપર જ ઢળવાનો.

સૈકાંઓ પહેલાં ભારત વર્ષમાં થઇ ગએલા મહાત્મા પાણિનિનું નામ લેતાં આજે પણ યુરોપના વૈયાકરણો ગદ્‌ગદ્‌ થાય છે. પાણિનિએ જે રીતે ભાષાને ટુકડે ટુકડા કરી તપસી અને એમાં દક્ષતા અને વ્યાપકતા આણી એને લીધે આજે પણ ભારતવર્ષ માથું ઊંચું રાખી શકે. પણ પાણિનિના માહાત્મ્યનો ગર્વ લેતા એના વારસોએ ભાષાવિજ્ઞાનને શું આપ્યું ? આપણી ભાષા પાણિનિના સમયની ભાષા નથી રહી અને છતાંય ભાષાનું વ્યાકરણ પાણિનીને અનુસરીને જ શિખવાય છે. વિદ્વત્તાનું આવું દેવાળુ, ભાષાનો આવો અનાદર જગતની કોઇ પણ સંસ્કારી પ્રજા સહન કરે ? ભાષાવિજ્ઞાન અને વ્યાકરણવિજ્ઞાનમાં બીજા દેશોએ કરેલી પ્રગતિનો આપણને ખ્યાલ પણ છે ? સત્તરમા અને અઢારમા સૈકામાં યુરોપમાં ભાષાવિજ્ઞાન જે સ્થિતિમાં હતું એ જ દૃષ્ટિબિન્દુથી આજે પણ આપણે ભાષાવિજ્ઞાનને નિહાળીએ છીએ શબ્દવ્યુત્પત્તિને નામે

આજે પણ ગૂજરાતનો વિદ્વાન શીષ ઢાળીને પ્રણિપાત કરશે. ભાષાવિજ્ઞાન જાણે શબ્દવ્યુત્પત્તિ અને ભાષાસંબંધનું જ્ઞાન આપવા માટે જ હોય એવું એ માને છે. જે ભાષાને ભાષા બનાવે છે, તે વ્યાકરણનો વિચાર કરી ગૂજરાતીમાં એક પણ પુસ્તક નવી દૃષ્ટિથી લખાયું નથી. આજે પણ ગૂજરાતી નિશાળો આઠ વિભક્તિ ગોખે છે. જાણે ગૂજરાતી ભાષા એ વિભક્તિઓને વાપરતી જ ન હોય ને ! ક્રિયાપદ વિના વાક્ય પૂર્ણ ન થાય એવું આજે પણ એને કહેવામા આવે છે શાને આધારે ? એનો ઉત્તર કોઇ શિક્ષક આપી શકશે ? નામના પ્રકારોના કૃત્રિમ વર્ગીકરણને આજે પણ આપણું વ્યાકરણ સ્થાન આપે છે. નામ સમૂહવાચક અને જથ્થાવાચક હોય એવું શિખવ્યે વ્યાકરણનો શો ભેદ દર્શાવાય છે ? કોઇ કહી શકશે ?

ટૂંકમાં ભાષાને વૈજ્ઞાનિક દૃષ્ટિથી નિહાળવું ભૂલી જઇ આજે પણ આપણે જૂની પદ્ધતિને વળગી રહ્યા છીએ. જે વ્યાકરણ આજે આપણી ભાષામાં છે જ નહિ એની ગોખણપટ્ટી કરાવીએ છીએ. પરિણામે વિદ્યાર્થી મોટો થતાં સમજે છે કે વ્યાકરણ તો નિશાળના ઓરડામાં જ વસે છે. એના જેવી અનિશ્ચિત અને અર્થહીન પદ્ધતિ વિના પણ ભાષા બોલી અને લખી શકાય એટલે જ આજનો માહિત્યકાર વ્યાકરણને તિરસ્કારી ગમે તેમ લખે છે

એક બાજુથી જ્યારે આમ વ્યાકરણના અનાદરનાં સ્પષ્ટ કારણો છે, ત્યારે બીજી બાજુએ શુદ્ધિભક્તિના હિમાયતીઓ વ્યાકરણને પાણિનિ કે અઢારમી સદીના અંગ્રેજ વૈયાકરણોની આમન્યામાં રાખવાનો આગ્રહ ધરાવે છે. જ્યારે એ વિરૂદ્ધ બળો આમ એકમેકની સામે ઊભાં થાય ત્યારે એમના વિરોધનો વિષય-ભાષાવિજ્ઞાન વાંકે દંડાય એમાં શી નવાઇ ? ગૂજરાતી ભાષામાં

આજે જે અરાજકતા પ્રવર્તે છે તેનું કારણ આ છે. એનો ઉપાય કોઇ એક વ્યક્તિના હાથમા નથી. ભાષાનો વૈજ્ઞાનિક દષ્ટિએ અભ્યાસ કરવો, અને એના વિકાસની ધારાઓને તારવી કાઢવી, એની પાછળ અખૂટ સાધનો અને અવિરત પરિશ્રમની જરૂર પડે. વળી વિદ્વતાને પણ રોટલી વિના નથી ચાલતુ. સાધારણ નિશાળના શિક્ષક પાસે કેટલી સગવડ હોય તે બધા જ જાણે છે. એટલે આ પુસ્તકમાં ગૂજરાતી ભાષાનો વૈજ્ઞાનિક દષ્ટિએ અભ્યાસ થયો છે એવો દાવો છે. આમાં તો માત્ર આવો અભ્યાસ કેવી રીતે કરવો જોઇએ એનુ આછું દર્શન કરાવ્યું છે. જે સંસ્થાઓ કે સજ્જનો પાસે સાધનોની અછત નથી તેઓ આ કામ માથે લઇ ગરીબ ગૂજરાતીનો ઉદ્ધાર કરે એવી આશાએ આ પુસ્તક લખાયું છે. એ આશા પરિપૂર્ણ થવાને કેટલાક દસકા કે સૈકાંઓ જશે તે અનિશ્ચિત અદષ્ટ જ જાણે '

૨૦ મી મે ૧૯૩૬ બચુભાઇ શુકલ.

# ભાષા-વિજ્ઞાન પ્રવેશિકા

## ભૂમિકા

—*—

### ૧ ભાષા અને ભાષા-વૈવિધ્ય

ભાષાની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન ઘણાએ વિદ્વાનોએ કર્યો છે. ભાષાની એ બધી વ્યાખ્યાઓનો વિચાર કરવો તે આવા પુસ્તક માટે અસંભવિત તેમજ નિરર્થક છે. મુખશબ્દો દ્વારા વિચાર વ્યક્ત કરે તે ભાષા. આવી ભાષા સમસ્ત જગત માટે એક જ હોઇ શકે. એટલે આ થયો ભાષાનો વ્યાપક અર્થ, અને એજ અર્થમાં આપણે એને વાપરીશું. ઉપર જે " એક જ " શબ્દ કહ્યો તેનાથી સર્વ ભાષાઓના સામાન્ય ઉદ્દેશનો નિર્દેશ થયો છે. એથી વધારે કશું જ નહિં. એક ભાષામાથી બીજી ભાષામાં કરી શકાતાં ભાષાન્તર આ ઐક્યને સિદ્ધ કરે છે.

ભાષા જેમ એક છે, તેમ અનેક પણ છે, એ અનુભવની વાત છે. જુદા જુદા દેશના મનુષ્યો એક જ વાણી નથી ઉચ્ચારતા. એટલું જ નહિં; એક ભાષામાથી બીજી ભાષામાં વિચારો મૂકવા જતાં પડતી મુશ્કેલીઓ સર્વ ભાષાન્તરકારોને વિદિત છે. વળી એક જ વાણી ઉચ્ચારતા, એક જ દેશ કે પ્રાંતના લોકો એક જ જાતની બોલી નથી બોલતા. ભાષાની આ ભિન્નતા ભાષામાં વૈવિધ્ય આણે છે. વળી પ્રત્યેક માનવવ્યક્તિ ભાષા વ્યવહાર કરતાં પોતાની ખાસિ-

યતો એમાં ઉમેરાતી રહે છે. આથી એમ કહેવાનું નથી કે ભાષાનું વૈવિધ્ય વ્યક્તિવિશેષને આભારી છે. પણ એટલું તો ખરું જ કે વ્યક્તિવિશેષનો પ્રભાવ ભાષા પર પડતો રહે છે, અને એથી ભાષા સ્વતઃપરિણતિ પામ્યા કરે છે.

આમ હોવાથી ભાષા અને ભાષા વૈવિધ્ય વિષે કોઇ પણ નિર્દિષ્ટ સિદ્ધાન્ત બાંધવો અતિ કઠિન છે. આ મુશ્કેલીને લીધે ભાષાવિજ્ઞાનીને કઇ તરફ ઢળવું તે એક સમસ્યા જ રહે છે વ્યક્તિ–વિશેષને છોડીને ભાષાવિચાર કરવો અશક્ય છે; બીજી તરફ સમગ્ર માનવમાનસના ઐક્યને દૃષ્ટિ-અગોચર કરી ન શકાય. છતાં યે મુશ્કેલીઓ દૂર ખસેડી શકાય. ભાષા મનુષ્યજીવનને આધારે લટકે છે. માનવ-ઇતિહાસ અને મનુષ્યજીવનને લક્ષ્યમાં રાખી ભાષા અને એમાં થતાં સર્વ-વ્યાપી પરિવર્તનોનો નિયમબદ્ધ અહેવાલ આપવો શક્ય છે.

પ્રત્યેક રૂઢિપ્રચારિત ભાષામાં શબ્દ અને તેનો અર્થ કોઇ વિશિષ્ટ નિયમાનુસાર નથી હોતા. એમાં તો રૂઢિ જ પ્રધાનપદે હોય છે. આથી વખતો વખત ભાષાને જોમ આપવા ભાષામાં નવા નવા શબ્દોને સ્થાન આપવું આવશ્યક થઇ પડે છે. વળી ભાષા સ્વતઃ પરિવર્તનશીલ છે. વ્યક્તિવિશેષ આ પરિવર્તનશીલતાને પ્રબળ બનાવે છે. એટલે પ્રત્યેક ભાષાના પરિવર્તન સાથે સાથે તેના વિકાસનો ઇતિહાસ પણ બંધાય. આ ભાષા પરિવર્તનનો અભ્યાસ એજ ભાષાવિજ્ઞાનની મૂળ ભિત્તિ.

ભાષાને સ્વતઃપરિવર્તનશીલ કહેવાનાં ઘણાં કારણો છે. એ બધાંને લક્ષ્યમાં લેવાનો અવકાશ નથી. એક પ્રબળ કારણનો નિર્દેશ કરીને જ આપણે આગળ ચાલીએ. ભાષાપરિવર્તનને જો આપણે અટકાવવું હોય તો એક જ ઉપાય છે. એક જ ભાષા બોલતા

જનસમાજે માત્ર પોતાના વર્તુલમાં જ એક બીજા સાથે મદંતર હળવું મળવું જોઇએ, એટલે કે એક જ પ્રદેશમાં વાસ કરવો ઘટે. પણ તેમ નથી બનતું. એમ હોવાથી પ્રત્યેક ભાષા જુદી જુદી બોલીઓમાં વ્હેંચાવા માંડે છે. વખત જતાં આ બોલીઓ એક કુટુંબની પણ ભિન્નભિન્ન રૂઢ ભાષાશાખાઓમાં વિકાસ પામે છે. મૂળ જૂની સંસ્કૃત કે પ્રાકૃતમાંથી અનેક પ્રાકૃતો વિકસી. એ બધી વિશિષ્ટ પ્રકારની બોલીઓ જ હતી. આજે એ બધી બોલીઓ વિકાસ પામી ભાષાઓનું સ્વરૂપ પામી છે.

ઉપર કહ્યા પ્રમાણે ભાષાપરિવર્તનનાં પરિણામ તો ખૂબ જ સ્પષ્ટ હોય છે. પણ જ્યારે એ શરુ થાય છે ત્યારે લક્ષ્યમાં પણ ન આવે એવા નજીવા હોય છે. જો એમ ન હોય તો એક ભાષા-ભાષી જનસમાજમાં એક બીજાની વાણી સમજવી મુશ્કેલ થઇ પડે, અને એને લીધે જ આપણે કહી શકીએ કે ભાષામાં થતાં સર્વપ્રકારનાં પરિવર્તન નિયમબદ્ધ હોવાં જ જોઇએ. એવા નિયમોનો વિવેકપૂર્ણ વિચાર કરવો તે ભાષાવિજ્ઞાનનો મુખ્ય ઉદ્દેશ. આવા નિયમો ઘટાવવામાં એક જ કુટુંબની જુદી જુદી ભાષાઓના સમ-અર્થી શબ્દો બહુ ઉપયોગી થઇ પડે છે.[૧]

એક જ કુટુંબની ભાષાઓના પરિવર્તનનો અભ્યાસ કરતાં એવા કેટલાક સુબદ્ધ નિયમો મળી આવવાના કે જેનો ઉપયોગ આપણે કોઇ એક વિશિષ્ટ ભાષાના વિકાસનો અભ્યાસ કરવામાં પણ કરી શકીએ.

પરિણતિ બે દિશામાં ચાલે. વ્યાકરણ સબંધી અને શબ્દ સંબંધી. વ્યાકરણપરિણતિ બહુ સંકુચિત હોય છે; એટલે કે વ્યાકરણમાં થતા ફેરફાર બહુ જૂજ અને ધીમા હોય છે. આવા ફેરફાર માનસ શાસ્ત્રના કોઇ નિયમને અનુસરતા હોય છે એમ નથી હોતું; પણ એટલું તો ચોક્કસ કે એવી પરિણતિમાં પણ વૈજ્ઞાનિક દૃષ્ટિને સ્થાન હોય છે. વ્યાકરણવેત્તાને માટે વૈજ્ઞાનિક દૃષ્ટિ અત્યંત જરૂરની છે.

કોઇ આદર્શભાષાની વાત કરીએ તો તો આપણે કબુલ કરવું જ પડે કે વ્યાકરણ અને પ્રમાણશાસ્ત્ર બન્નેના નિયમોને એક જ પાયો હોવો જોઇએ. પણ જગતની કોઇ ભાષા એ આદર્શને પહોંચી નથી. અને એવો દાખલો નજરે પડે તો વૈયાકરણીઓ પોતાનું કામ પ્રમાણશાસ્ત્રીને સોંપી હાથ ખંખેરી નાખી શકે.

ત્યારે હવે ભાષાવિજ્ઞાનના ઉદ્દેશ વિષે વિચારીએ. ભાષાવિજ્ઞાનનો ઉપયોગ, ભાષામાં થતાં પરિવર્તનો, એક ભાષામાંથી ઉદ્‌ભવતી અનેક ભાષાનાં કારણો, ક્રિયાવાચક અને સંજ્ઞાવાચક શબ્દભેદ, પ્રત્યયોનાં મૂળ ઇત્યાદિ સમજવા પૂરતો જ છે. આથી વધારે કરવા ભાષાવિજ્ઞાન અત્યારે સમર્થ નથી. ભાષાની ઉત્પત્તિ કેવી રીતે થઇ, એવો મૂળ–પ્રશ્ન હજી ભાષાવિજ્ઞાને ઉકેલ્યો નથી. આટલું જ કહી હવે ભાષાનાં અંગ પ્રત્યંગો તરફ વળીએ.

## ૨. વાક્યવિચાર

તુલનાત્મક વ્યાકરણની બાલ્યાવસ્થામાં એવી પ્રથા હતી કે ભાષા કેવી રીતે ઉત્પન્ન થઈ હશે એની કલ્પના કરી પછી વ્યાકરણ-વિચાર કરવા બેસતા. આ પદ્ધતિનો પાયો છેક જ કલ્પના પર મંડાયેલો. જૂના જમાનાના લગભગ દરેક વિદ્વાને આ ભૂલ કરેલી છે. અને થોડા સમય પહેલાંના વિદ્વાન સ્વીટ જેવાયે આ ભૂલમાંથી

ઉગર્યો નથી અને સ્વીટ તો હજીએ પાઠ્યપુસ્તક રૂપે વંચાય છે. આજકાલના યુરોપના વિદ્વાનોએ આ પદ્ધતિની ખોડ સચોટ પ્રદર્શિત કરી છે. ભાષા કેવી રીતે ઉત્પન્ન થઇ હશે—અને પછી કેમ વિકાસ પામી હોવી જોઇએ એ તો બૃહદ્-વ્યાકરણનો—બલ્કે વ્યાકરણતત્વનો—પ્રશ્ન છે. એના વિષે મતભેદ રહેવાનો જ. એને બદલે આજની ભાષામાં વ્યાકરણના જે સ્ફુટ અંગો રહ્યાં છે એના ઉપર આપણી બાંધણી કરવી એ વધારે સપ્રમાણ થાય

વ્યાકરણબદ્ધ ભાષાનો છેક નાનામાં નાનો ટુકડો તે વાક્ય. પ્રત્યેક વાક્યમાં બે ભિન્ન તત્વોનો સમાવેશ હોય છે. પછી ભલે તે એક શબ્દનું બનેલું હોય, કે કોઇ કાદમ્બરીનાં ચાર પૃષ્ટમાં વ્યાપતું. દરેક વાક્યમાં જે બે તત્વોનો સમાગમ હોય છે તે આ વિચાર-દર્શક શબ્દ, અને એ શબ્દને અર્થ આપતી સંજ્ઞા. આપણે જ્યારે " બાળક રડે છે " એમ કહીએ છીએ ત્યારે બે ભિન્ન વિચારોને મનમાં સ્થાન આપીએ છીએ, એક તો બાળકનો ખ્યાલ, અને બીજો " રડવા "નો. આ બન્નેનો સંબંધ કરાવવા આપણે કહીએ છીએ, " બાળક રડે છે. " એવી જ રીતે " ઝાડનાં પાન લીલાં છે " એમ કહેતાં આપણે " ઝડ " " પાન " અને " લીલાશ "ના વિચારોનો સબંધ પ્રકટ કરીએ છીએ.

ત્યારે આપણે એટલું તો કબુલ કરવું પડે, કે આપણે વસ્તુ-વિચાર કરતાં હમેશાં શબ્દોની મદદ લઇએ છીએ. ટુંકમાં કહીએ તો વિચાર વાક્યની મદદથી જ થાય છે. એક સંપૂર્ણ વાક્ય વિના વિચારસંબધ ઘટાવવો પ્રાય અશક્ય છે. આવો સમધ માધવા આપણને બે નોખી માનસિક અવસ્થામાંથી પમાર થવું પડે. પહેલાંની માનસિક અવસ્થા તે પ્રથકકરણની અવસ્થા. એમાં આપણે જુદાં જુદાં વિચારતત્વોને નિહાળી લઇએ છીએ; અને એનો સંબંધ સાધવા તત્પર થઇએ છીએ પછીની તે સંશ્લેષણની અવસ્થા.

તેમાં આપણે છૂટાછવાયા વિચારતત્વોને સંયુક્ત કરી એક શબ્દ-ચિત્ર ખડું કરીએ છીએ. ભાષાવિજ્ઞાનનું કામ આ શબ્દચિત્ર-સંશ્લેષણનો વિચાર કરવા પુરતું જ છે. અને આ વિચાર તે જ ભાષાવિજ્ઞાનનો મૂળ ઉદ્દેશ. કારણુ આવા શબ્દચિત્રોનું પાર્થક્ય જ જુદી જુદી ભાષાઓને એમના ભિન્ન સ્વરૂપ અર્પે છે. પ્રત્યેક ભાષામાં આવાં સંશ્લેષણ કેમ કરાય છે તે તપાસવાનું અને સરખાવવાનું કામ તુલનાત્મક વૈયાકરણીનું છે. માટે જ ઉપર કહ્યું તેમ, ભાષાવિજ્ઞાનીને ભૂતકાળ કરતાં વર્તમાન ઉપર વધારે લક્ષ્ય આપવું ઘટે. વર્તમાન આપણને ભૂત તરફ દોરી જશે; પણ ભૂતની કલ્પના કરી લેવી વૈયાકરણીને ન છાજે.

આપણે જોયું કે દરેક વાક્ય એક શબ્દચિત્ર છે. જુદી જુદી શબ્દ-પ્રતિમાઓનો સહજગમ્ય સંબંધ કરાવતી વાણી તે વાક્ય. ભિન્ન ભિન્ન શબ્દો વાક્યનું સ્વરૂપ કેમ પકડે છે તે હવે જોઈએ.

પૃથક્ પૃથક્ વિચારદર્શક શબ્દોનો સંબંધ સાધનારા તત્વો દરેક ભાષામાં હોય છે. આ તત્વો પણ શબ્દનાં જ સ્વરૂપ હોય છે. એક વિચારદર્શક શબ્દનો બીજા વિચારદર્શક શબ્દ સાથે સંબંધ કરાવતી કોઈ સંજ્ઞા તે જ તે ભાષાનું વ્યાકરણ. શબ્દોનો વ્યાકરણ-સંબંધ દર્શાવનાર તે સંજ્ઞાઓના અભ્યાસને આપણે વ્યાકરણ-વિચાર કહીએ.

હવે એક વાક્ય લઈએઃ—**रामोऽलक्ष्मणमब्रवीत् ।**

આ વાક્યમાં ઉપર કહેલી બે વસ્તુ દેખીતી છે. એમાં રહેલા ત્રણ વિચારદર્શક શબ્દો જુદા તરી આવે છે. "રામ" "લક્ષ્મણ" અને "બોલવું." સાથે સાથે આપણે જોઈએ છીએ કે એ ત્રણે શબ્દોનો સંબંધ કરાવનારાં કેટલાંક બીજાં તત્વો પણ છે. એમનું કામ પેલા વિચારદર્શક શબ્દોનો સંબંધ કરાવવા પુરતું જ છે. એમાં

રહેલી સંજ્ઞાથી આપણે ચોકખું સમજીએ છીએ કે બોલનાર રામ છે, સાંભળનાર લક્ષ્મણ છે, અને વધારામાં બોલવાનો કાળ-નિર્દેશ પણ છે. હવે એક ગૂજરાતી વાકય લઇએઃ—

દેણદાર દેવું દે છે.

આ વાકયમાં આગળના વાકય કરતાં ઘણું વધારે વ્યાકરણ સમાયેલું છે. વિચારદર્શક મૂળશબ્દ "દે" ઉપર જ સમગ્ર વાકય રચાયેલું છે. એ એક જ શબ્દને વ્યાકરણ સંજ્ઞાઓએ એવી રીતે જકડી લીધો છે કે આખું એક વાકય-એક શબ્દચિત્ર-ગોઠવાયું. શબ્દસંજ્ઞાઓની જાળ એવી સુઘડ છે કે આપણે તરત જ "કર્તા" "કર્મ" અને "ક્રિયાપદ"ને પકડી શકીએ. વળી પ્રત્યેક શબ્દનો બીજા સાથે શો સંબંધ છે તે પણ સ્પષ્ટ છે.

આમ સંબંધદર્શક સંજ્ઞાના ઘણાં પ્રકાર હોય છે. વાકયમાં સ્વતંત્ર સ્થાન ન હોય છતાંયે શબ્દોની સાથે ભળી જઇ તેમનો સંબંધ કરાવવો તે સંજ્ઞાનો એક પ્રકાર. પણ બધી સંજ્ઞાઓ એવી જ હોય છે એવું કશું નથી. શબ્દોની માત્ર આનુક્રમિક ગોઠવણીથી પણ વ્યાકરણ સંબંધ દર્શાવાય. અંગ્રેજી-વાકય, "Rama killed Ravana;"માં કર્તા કર્મનો ભેદ આવા શબ્દાનુક્રમ ઉપર જ બંધાયેલો છે. જો રામની જગ્યાએ રાવણ મૂકીએ તો વાકયનો અર્થ ઉલટાઇ જાય.

વળી જગતમાં એવી ભાષાઓ પણ છે કે જેમાં માત્ર વાણી-ભારથી જ ઘણું વ્યાકરણ દર્શાવાય છે. ફારસીમાં નામ વિશેષણનો ભેદ એવી જ રીતે પરખાય છે. ચીની ભાષામાં તો માત્ર સ્વર ભેદથી જ વ્યાકરણ દર્શાવાય છે. એ સ્વરભેદ આપણે પારખી પણ શકીએ કે કેમ તે શંકાસ્પદ છે.

સંબંધદર્શક સંજ્ઞાઓનો પૂર્ણ વિચાર કરવો તે આ પ્રકરણનો ઉદ્દેશ નથી. અહીં તો એટલું જ દર્શાવવાનો પ્રયત્ન થયો કે વાકય-

વિચાર કરતાં પહેલાં આપણને શબ્દવિચાર કરવો પડે. કારણ કે દરેક વાક્ય એક બીજા સાથે સંબંધ ધરાવતા શબ્દોની સમષ્ટિ માત્ર છે.

## ૩. શબ્દવિચાર

સર્વ પ્રથમ આપણે એક વસ્તુ સ્પષ્ટ કરી લઇએ. દરેક ઉચ્ચારિત શબ્દને ભાષામાં સ્થાન હોવું જ જોઇએ એવું કશું નથી. આપણે એવા અગણિત શબ્દો બનાવી શકીએ જેઓનો ભાષામાં ઉપયોગ ન હોય. આવી જાતના શબ્દો સાથે ભાષાશાસ્ત્રીને કાંઇ લેવા દેવા નથી. એટલે મનુષ્યના ઉચ્ચારતંત્રના પ્રત્યેક અંગ પ્રત્યંગનો ઝીણો અભ્યાસ આપણે માટે નથી.

બીજી તરફ એવા પણ કેટલાક ઉદ્‌ગારો છે કે જેનાથી આપણે ઘણીવાર આપણી લાગણીઓને વ્યકત કરીએ છીએ. એવા ઉદ્‌ગારોનો કશો જ અર્થ નથી એવું આપણી નિશાળોમાં શિખવાય છે. પણ જુદા જુદા સંયોગોમાં એ ઉદ્‌ગારોના અનેક અર્થ થઇ શકેઃ

" અરે મૂર્ખ ! રહેવા દે ! " એ વાકયમાં અરેનું વ્યાકરણ દીવા જેવું સ્પષ્ટ છે. એનું અંગ્રેજી ભાષાંતર કરવું હોય તો, you fool, let it be ! એમ કરવું પડે.

## ૪ ઉચ્ચારિત શબ્દ અને શબ્દપરિવર્તન

ભાષા ઉચ્ચારદ્વારા પ્રચાર પામે છે. એક વ્યકિત પાસેથી બીજી વ્યકિત પાસે પહોંચતાં પ્રત્યેક ઉચ્ચારને રહેજ સ્હાજ ઘસારો ખમવો જ પડે. પણ એ ઘસારો એવો તો અલ્પ હોય છે કે એને હવાના ઘર્ષણથી પત્થરના ઘસાવા સાથે સરખાવી શકાય. જેમ ભૂગોળમાં આવા ઘર્ષણના પરિણામો સદીઓ પછી નજરે ચડે છે તેમ દરેક ભાષાના શબ્દોનો ક્ષય પણ બહુ કાળના અંતર પછી કાને અથડાય છે.

પ્રોફેસર જે. વાંદ્રે કહે છે કે ઉચ્ચારપરિવર્તનનું એક મોટામાં મોટું કારણ તે એ કે ભાષાને એક પેઢીથી બીજી પેઢીએ કોઇ પણ જાતની સતતતા વિના પહોંચવું પડે છે. બાળકને તો અનુકરણ દ્વારા જ ઉચ્ચાર શીખવાના રહ્યા. અનુકરણ સર્વાંગ સુંદર ન હોય તે સ્વાભાવિક છે. ભાષામાં આથી થતા ફેરફારોનું માપ કાઢવું એ વિકટ પ્રશ્ન છે.

ભાષાવિજ્ઞાનના ઇતિહાસમાં અતિદીર્ઘ કાળ સુધી એમ જ મનાતું કે શબ્દપરિવર્તન વ્યક્તિવિશેષને આભારી છે. વિદ્વાન જે. વાંદ્રે આ ખ્યાલની દુર્બળતા સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે. ગમે તેવી પ્રભાવશાળી વ્યક્તિ સામાન્ય જનતા ઉપર આટલી સચોટ અસર કરી ન શકે. એવું એકપક્ષી બળ સામાન્ય જનતાને સાથે ન ખેંચી શકે. સામાન્ય પરિવર્તન તો ત્યારે જ સંભવે જ્યારે સમસ્ત જન-સમાજ એવા પરિવર્તન તરફ ઢળતો હોય. જ્યાં જ્યાં શબ્દપરિ-વર્તન મળી આવે ત્યાં જનતાની સંમતિ માની લેવી જ પડે. અને છતાં યે કોઇ કોઇ અપવાદો મળી આવવાના. ગૂજરાતી કે હિંદીના શુદ્ધ સંસ્કૃત ઉચ્ચારો સાથે સાથે જ આપણે આપભ્રંશિક કે પ્રાકૃતિક શબ્દોચ્ચાર જોઇએ છીએ. આનું કારણ આપણા બ્રાહ્મણ પંડિતોનો જનતા ઉપરનો પ્રભાવ એ જ છે. આમ ભાષાના ઇતિહાસમાં અપવાદો તો હંમેશાં રહેવાનાં જ. આવા અપવાદો જુદે જુદે સમયે લીધેલા બીજી ભાષાના અથવા જૂની ભાષાના શબ્દોને લીધે પણ મળે. સંસ્કૃત चूर्ण-ઉપરથી ગૂજરાતીમાં ચૂનો અને ચુરણ એવા બે જુદા રૂપ છે. આવા બે શબ્દો એટલું જ બતાવે છે કે બન્ને શબ્દો જુદે જુદે વખતે ભાષામાં લેવાયા હોય.

વળી એક જ શબ્દનાં બે જુદાં જુદાં રૂપ હોવાનું એક બીજું કારણ પણ હોય. સંસ્કૃત अक्षिનું આંખ તે સામાન્ય ગૂજરાતી ઉચ્ચાર છે. છતાં યે मक्षि ઉપરથી માંખી એ સાધારણ ઉચ્ચાર

ગણાય. સાથે સાથે જ માખ-( બહુવચન માખો ) પણ મળે છે. આવી જાતના અપવાદનો ખુલાસો માનવમાનસ પાસેથી મળી રહે. અને જે અરાજકતા ઘડીભરને માટે દેખાય છે તેનો ખુલાસો આપવો શક્ય બને.

શબ્દપરિવર્તનની નિયમબદ્ધતા દેશ અને કાળમાં જ પરિમિત રહેવાની. ગૂજરાતી ભાષાના શબ્દ પરિવર્તનની વાત કરીએ ત્યારે પણ એમ ન માની લેવું જોઈએ કે ગૂજરાતી બોલતા સમગ્ર પ્રદેશમાં એ પરિવર્તન સામાન્ય છે. સંસ્કૃત भगिनी " બ્હેન " " બેન " અને " બોન " ત્રણેને ગૂજરાતીમાં સ્થાન છે. એનું કારણ એટલું જ કે ચરોતર અને કાઠિયાવાડ જેવા પ્રદેશોમાં " સુધરેલી " ગૂજરાતીએ હજી પ્રવેશ નથી કર્યો. અને કરે ત્યારે પણ " બ્હેન " તે સ્વાભાવિક ઉચ્ચાર નહિં પણ માથે પડેલો ઉચ્ચાર જ ગણાય. એટલે ગમે તે એક ઉચ્ચાર માટે આગ્રહ ધરાવવો એ ઇચ્છનીય નથી જ. આવા દેશકાળને અંગે ઉપસ્થિત થતા બધા અપવાદોને નજરમાં રાખીએ ત્યારે જ ભાષાપરિવર્તનના સામાન્ય નિયમોને તારવી શકાય.

બધા જ અપવાદો હોવાના કારણો બ્હારના હોય એવુ પણ નથી. ભાષાની ભિતરમાં પણ અપવાદ ઉત્પન્ન કરનારાં કેટલાંક તત્વો હોય છે. આવા અપવાદો મુખ્યત્વે શબ્દસામ્યને આભારી હોય છે. દરેક ભાષામા કેટલાક એવા પણ શબ્દો હોય છે કે જેના પ્રભાવે બીજા શબ્દોમા શબ્દપરિવર્તનના નિયમ પ્રમાણે થવા જતા ફેરફારોને તે અટકાવે; અથવા એને જુદા જ પરિવર્તન તરફ ઘસડી જાય આવા પરિવર્તનને અંગ્રેજીમા " એનેલોજી " કહેવાય છે. આ બળને લઇ શબ્દપરિવર્તનની નિયમિતતા ઉપર કેવી અસર થાય છે તે આપણે આગળ ઉપર જોઇશું.

## ૫. શબ્દપરિવર્તનની પ્રોત્સાહક ધારાઓ

ઉચ્ચારની અતિશુદ્ધિ રાખવા જતાં ઉચ્ચાર વિકૃત બને છે. ગૂજરાતી ભાષા પર આવી અસર કેટલાક નાગર કુટુંબોએ પાડી છે. રા. નરસિંહરાવની અતિશુદ્ધિભક્તિએ અમે ને એવું ને બદલે હમે ને હેવુંનો બહુ વિસ્તૃત પ્રચાર કર્યો છે. ભાષા શુદ્ધિની દૃષ્ટિએ કદાચ રા. નરસિંહરાવ સાચા હશે. પણ એમની અતિશુદ્ધિભક્તિને લીધે જો કોઇ કાઠિયાવાડી વાણોતર " હા ભાઇ હમે તો હામ જ મ્હોલવાના " એવું બોલે તો એમને નવાઇ ન લાગવી જોઇએ.

આ " હામ " બોલવાની ભૂલ તે કાંઇ કાલ્પનિક નથી. એ પણ શબ્દ પરિવર્તનની ધારાઓ માંહેની એક છે ભાષાની એક બોલી બોલનાર જો બીજીનું અનુકરણ કરવા જાય તો શબ્દોના વિચિત્ર પરિવર્તન થવા પામે. રા. નરસિંહરાવનું હમે તે જુના રૂપ તરીકે સાચું છે. પણ નાનપણથી " અમે " બોલનારને મન તો એમ જ થવાનું કે દરેક " અ " ને બદલે " હ " બોલ્યે ભાષા શુદ્ધ થઇ ગણાય આમ થતાં ભાષા પરિવર્તન ઘટે. એવા શબ્દ પરિવર્તન જરૂર ભાષા-વિજ્ઞાનીને ઘડીભર ગૂંચવણમાં નાખે.

જુના ભાષા વિજ્ઞાનીઓમાં એક એવી પ્રથા હતી કે દરેક શબ્દ પરિવર્તનની ધારાને કોઈ " નિયમ "માં ઘવટાવી. આ ખ્યાલ છેક જ ખોટો છે. " નિયમ " તો તેને કહેવાય જે હંમેશાં પળાય. આવા " નિયમ " ભાષા પાળે જ નહિ એ સ્પષ્ટ છે. ભાષા પરિવર્તનમા " નિયમ " નથી હોતા, ભાષા પરિવર્તનની કેટલીક ધારાઓ હોય છે.

જે જે ભાષાઓના ઇતિહાસ સંપૂર્ણ વિદિત છે એવી ભાષાઓના પરિવર્તનોને સરખાવતાં ભાષા પરિવર્તનની કેટલીક

ગણાય સાથે સાથે જ માખ-( બહુવચન માખો ) પણ મળે આવી જાતના અપવાદનો ખુલાસો માનવમાનસ પાસેથી મ' અને જે અરાજકતા ઘડીભરને માટે દેખાય છે તેનો ખુલાસો શક્ય બને.

સુબદ્ધ ધારાઓ મળી આવે છે. આવી ધારાઓનો અભ્યાસ આજે સંપૂર્ણ નથી થયો. વિશેષે કરી ઉત્તર હિંદની "આર્ય ભાષાઓએ" એમાં ઘણો નજીવો જ ફાળો આપ્યો છે. ગૂજરાતી કે જે એના જૂના ઇતિહાસમાં સર્વથી વધારે સમૃદ્ધ છે એમાં તો નહિ જેવું જ કામ થયું છે.

ભાષા-વિજ્ઞાન માનવ ઇતિહાસ પર ઘણું અજવાળું નાખી શકે. અને એ જ ભાષા-વિજ્ઞાનનું સાફલ્ય છે. ગૂજરાતી ભાષાને ભવિષ્યમાં કોઇ ભાષા-વિજ્ઞાનની દ્રષ્ટિથી અવલોકી ગૂજરાતનો ફાળો પૂર્ણ કરવા પ્રેરાય એવા આદર્શથી જ આ પ્રવેશિકા લખવા અમે પ્રેરાયા છીએ.

# પ્રકરણ ૧ લું

## ઉચ્ચારોત્પાદન

—॥॥—

### ૧. શબ્દ અને ઉચ્ચાર

ભૂમિકામાં આપણે વાક્યના ભીતરમાં બહુ ઉંડા ન ઉતરતાં એટલું જ જોયું કે વાક્ય શબ્દપ્રતિમાઓનું બને છે. એ શબ્દ-પ્રતિમાઓનો સંબંધ સાધવા માટે ભાષા કેટલીક સંજ્ઞાઓનો ઉપયોગ કરે છે. આ બધું વાણી વડે જ થાય છે. ત્યારે મનુષ્ય-વાણી શેની બનેલી છે એ તપાસવું રહ્યું.

જીવજગતમાં બહુ પ્રાણીઓને વાચા છે. કાગડા કુતરા પણ અમુક પ્રકારના શબ્દોચ્ચાર કરે છે. પણ એ શબ્દોમાં કોઇ વસ્તુ કે વિચારનો નિર્દેશ હોય એમ માનવાને કારણ નથી. જીવજગતના નિરીક્ષણ ઉપરથી અત્યારે તો આપણે માત્ર એટલું જ કહી શકીએ કે પ્રાણીઓ પોતાની વાચાથી બહુધા પોતાની લાગણીઓ વ્યક્ત કરે છે. મનુષ્ય-વાણી એથી ઘણે આગળ પહોંચી છે. મુખશબ્દના ભિન્ન ભિન્ન સંશ્લેષણ કરી મનુષ્યે કેટલીયે શબ્દપ્રતિમાઓ ઉપજાવી છે. શબ્દદ્વારા મનુષ્ય વસ્તુને વર્ણવી શકે; વસ્તુસ્થિતિ સમજાવી શકે; અને વસ્તુસ્થિતિ ઉપરથી પોતે બાંધેલા અનુમાન કે વિચાર, કે પોતાને થતી લાગણીઓ વ્યક્ત કરી શકેઃ તે એટલે સુધી કે આવા વિચાર કે ભાવનું આબેહુબ વર્ણન આપવા મનુષ્ય સમર્થ છે. આ શબ્દસામર્થ્યે માનવસંસ્કૃતિ ઉપર સજ્જડ છાપ પાડી છે. એટલે જ ખ્રિસ્ત બાઇબલમાં કહેવાયું છેઃ—In the

beginning was the word; and the word was with God. હિન્દુ શાસ્ત્રોમાં પણ શબ્દનું મહાત્મ્ય ઓછું નથી.

કાનથી જે કાંઇ સંભળાય તે શબ્દ. વાચામાં આવતા શબ્દોને આપણે "ઉચ્ચાર" કહીએ. અને ભાષાવિજ્ઞાનનો જે ભાગ આ શબ્દ અથવા ઉચ્ચારની ચર્ચા કરે છે તેને આપણે શબ્દ-વિજ્ઞાન અથવા ઉચ્ચાર-વિજ્ઞાન કહીએ. ઉચ્ચાર વિજ્ઞાનમાં મુખ્ય ત્રણ વસ્તુઓનો સમાવેશ થાયઃ—

(૧) ઉચ્ચારનું ઉત્પાદન.

(૨) ઉચ્ચારનું વહન.

(૩) ઉચ્ચારનું ગ્રહણ.

ઉચ્ચારનું ઉત્પાદન અને એનું ગ્રહણ, એ બેને સમજ્યા પહેલાં ભાષામાં થતાં પરિવર્તનો અધુરાં જ સમજાય. ભાષા મનુષ્યની આપલેને લીધે વિકસે છે અને વિકાર પામે છે. એટલે ઉપરની બે બાબતનું મહત્વ ભૂલાય તેમ નથી. ખરું જોતાં તો એ બન્ને મુદ્દાઓ એક જ છે. ઉત્પાદન અને ગ્રહણ એ બે ક્રિયાઓને ભાષામાં ભિન્ન લેખવાની આવશ્યકતા પણ નથી રહેતી. કારણ ઉચ્ચારગ્રહણની શુદ્ધિ અશુદ્ધિ તો આપણે ત્યારે જ પારખીએ જ્યારે આપણે ઉચ્ચારનું પુનરુત્પાદન સાંભળીએ. ભાષાનું ગ્રહણ આટલે અંશે જ ભાષાવિજ્ઞાનીનું લક્ષ્ય ખેંચી શકે. એથી વધારે કરવું જરૂરનું નથી. ત્યારે ઉચ્ચારોત્પાદનને જ માત્ર લક્ષ્યમાં રાખી આપણે ઉચ્ચારોત્પાદક શરીરતંત્રનો અભ્યાસ કરીએ.

## ૨. ઉચ્ચારોત્પાદક શરીરતંત્ર

ઉચ્ચારોત્પાદક શરીરતંત્રના મુખ્ય અવયવો ફેફસાં અને સ્વરનાળ. સ્વરનાળનો ઉપરનો છેડો એક ઝારીક ઢાંકણથી બંધ

થયેલો અને પુલેલો હોય છે. આપણે એને કંઠનાળ કહીએ. આ કંઠનાળને એક પ્રકારનું વાયુવાદ્ય કહી શકાય. મનુષ્યના ઉચ્ચારતંત્રની વિશિષ્ટતા આ કંઠનાળની રચનામાં છે. કંઠનાળની ઉપર જે બારીક ઢાંકણુ છે તે ઘોષતંત્રી. આ ઘોષતંત્રીઓમાં જેવી વળવાની શકિત છે તેવી કોઇ વાયુવાદ્યમાં લાવી શકાઇ નથી. વળી ઘોષતંત્રીની આજુબાજુના સ્નાયુ જે અસાધારણ સફાઇથી કામ કરી શકે છે તે પણ મનુષ્ય ઉચ્ચારતંત્રની એક વિશિષ્ટતા છે. એને લીધે ઘોષતંત્રીઓ ઝીણામા ઝીણા સ્વરભેદ નીપજાવી શકે છે. મનુષ્યવાણી આ ઉચ્ચારણ વૈવિધ્યથી સમૃદ્ધ છે.

પરંતુ આ કંઠનાળમાં જ આપણી બધી સ્વરસમૃદ્ધિ નથી સમાઇ. સ્વરવૈવિધ્ય નીપજાવનાર બીજા પણ અવયવો છે. ફેફસામાંથી આવતી હવા સ્વરનાળમાં અથડાઇ સ્વરોત્પાદન કરે છે તે ખરું; પણ જે સ્વર ઉત્પન્ન થયો એને સુશ્રાવ્ય બનાવવો હોય તો ધ્વનિત કરવાની જરૂર પડે. ધ્વનિત થવા માટે એને કોઇ પ્રકારના અંતરાયની જરૂર પડે. સ્વરનાળમાથી છૂટયા પછી હવા બે જગ્યાએ જઇ શકે. એક તો નાસિકા; અને બીજું મુખ. આ બન્ને જગ્યા સ્વરને ધ્વનિત કરી શકે એવી પોલાણવાળી છે. હવા ત્યાં આવી ધ્વનિસઘર્ષને પામે છે.

મુખના પાછળના ભાગમાં ઉંચે એવુ એક અવયવ છે કે જે બહાર નીકળતી હવાનો પ્રવેશ નાસિકામાં કરાવી શકે કે અટકાવી શકે. વળી જીભ પણ સ્વરોચ્ચારમાં બહુ ઉપયોગી ભાગ ભજવે છે. જીભની જુદી જુદી સ્થિતિથી જુદા જુદા સ્વરો ઉદ્દભવે.

જીભ ઉપરાંત બીજા કેટલાક અવયવોને પણ આપણે ખપમાં લઇએ છીએ. તેમાં મુખ્ય તો હોઠ. જીભની સાથે સાથે જ ભિન્ન ભિન્ન સ્વરો ઉપજાવવા આપણે હોઠનો ઉપયોગ કરીએ છીએ.

" ઈ " સ્વરનો ઉચ્ચાર કરતાં આપણે હોઠની સ્થિતિ તપાસીશું તો માલમ પડશે કે તે પહોળા અને પાછળ ખેંચાયેલા હોય છે. અને " ઉ " સ્વરના ઉચ્ચારણ વખતે તે સાંકડા અને આગળ લંબાયેલા હોય છે. જીભ અને હોઠની સ્થિતિથી પડતા સ્વરભેદ છોડી હવે વ્યંજનોત્પાદન તરફ વળીએ.

વ્યંજનોત્પાદનનો વિચાર કરતાં અત્યારે તો આપણે એમાં કયા કયા અવયવો ઉપયોગમાં આવે છે એટલું જ જોવાનું છે. સ્વરનાળમાંથી આવતી હવાને ક્ષણભર અટકાવી રાખી અને પછી એને સહસા ગતિ આપ્યે-વછોડયે-વ્યંજનોત્પાદન થાય છે. એ હવાને રૂદ્ધ કરવામાં આપણે મુખના જુદા જુદા ભાગોનો ઉપયોગ કરીએ છીએ. આપણા મૂળાક્ષરોમાંથી પહેલો લઇએ. " ક્ " વ્યંજનના ઉચ્ચારણ વખતે આપણે જીભના પાછળના ભાગને તાળવે અડકાડી, રોકી રાખી, પછી છોડી દઇએ છીએ. " ટ્ "નું ઉચ્ચારણ એ જ પ્રકારનું છે, ફેર માત્ર જીભ અને તાળવાના કયા ભાગનો અવરોધમાં ઉપયોગ થયો એટલો જ છે. " પ્ " ઉચ્ચાર તો બે હોઠના ઉપયોગ માત્રથી થાય છે. આમ ભિન્ન ભિન્ન અવયવોના સંઘર્ષથી અનેક પ્રકારના વ્યંજનો બને. આપણી કે બીજી કોઇ ભાષામાં આવા બધા જ શક્ય વ્યંજનોને સ્થાન હોય એવું નથી.

આપણે ઉપર જોયું કે સ્વરનાળમાંથી આવતી હવા નાસિકામાં પણ પ્રવેશ કરી શકે. મુખના અવયવો પોતાનું હવા અટકાવવાનું કામ કરતા રહે અને સાથે સાથે જ જો હવા નાસિકામાં ધ્વનિત થાય તો જે ઉચ્ચાર આપણે સાંભળીએ તે જુદી જાતનો બને. અને એવી જ રીતે જો સ્વરોચ્ચાર સાથે સાથે પણ નાસિકામાં હવા ધ્વનિત થાય તો સ્વર જુદી જાતનો બને. આવા ઉચ્ચારોને અનુનાસિક અને અનુસ્વર તરિકે ઓળખાય.

## ૩ અક્ષરો અને સ્વર-વ્યંજનભેદ

બાળક જ્યારે ભાષા લખતાં શીખે છે ત્યારે જ એને ભાન થાય છે કે જે શબ્દોચ્ચાર આજ સુધી તે કરી રહ્યો હતો તે જુદા જુદા અક્ષરોના બનેલા છે ગૂજરાતી કક્કો અક્ષરી કક્કો છે. બધી ભાષામા અક્ષરી કક્કો નથી હોતો. અંગ્રેજી " સી " કે " જી "નો સ્વતંત્ર ઉચ્ચાર અસભવ છે. પણ ગૂજરાતી ' ક " અને " ખ " બન્ને ઉચ્ચારી શકાય એવા અક્ષરો છે; એટલું જ નહિ એનો બીજો કોઇ ઉચ્ચાર છે જ નહિ. ગૂજરાતી " ક "મા બે જુદી સંજ્ઞા સમાયેની છે એ પણ ભૂલવુ ન જોઇએ. ક્ + અ = ક આગળના " ક્ " વ્યંજન જોડે આપણે " અ " સ્વરને ભેળવી દીધેલો છે. જ્યા સુધી ક્-વ્યંજન પાછળ એને સ્વરિત કરવા કોઈ પ્રકારનો સ્વર ન આવે ત્યાં સુધી એનું ઉચ્ચારણ અસ્પષ્ટ રહે. એટલે કે અક્ષર " ક " અને વ્યંજન " ક્ " એ બે જુદી સંજ્ઞા છે. સ્પષ્ટ ઉચ્ચાર ત્યારે જ શકય થાય જ્યારે આપણે મૂળ-વ્યંજનને સ્વરિત કરીએ; ત્યારે તે મૂળાક્ષર અને

અક્ષરને વિસ્તારથી સમજવો તે જરૂરનુ છે. ઉપર આપણે કહ્યું કે ક્નો સ્વતંત્ર ઉચ્ચાર લગભગ અશકય છે. અને તોયે " ફક્ત " શબ્દમાં એ છે. જરા વિચાર કરીશું તો સમજીશું કે અહિં પણ ક્ને " ત "નો આશ્રય છે. એ ઉપરાંત અહિ પણ જો ક્નો ઉચ્ચાર કરતી વખતે એને બિલકુલ સ્વરિત ન કરીએ તો સાંભળનારને " ફત્ત " જ સંભળાવાનું. આ ઉપર આપણે પછીથી વધારે ચર્ચા કરીશું. હમણા તો એટલુ જ ધ્યાનમા લઇએ કે " ફક્ત "મા જે " ક્ત " છે તે એક જ અક્ષર છે પછી ભલે એને જોડાક્ષર એવું કૃત્રિમ નામ આપીએ. અક્ષરનું લક્ષણ એ કે દરેક અક્ષરને પૂર્ણ કર્યા પછી આપણે મૂળમાર્ગને વત્તા કે ઓછા

પ્રમાણમાં પહોળા કરવા જોઇએ. આથી અક્ષર સ્વરિત થાય, અને સુસ્પષ્ટ સંભળાય. જો એમ ન થાય તો શબ્દમાંથી અક્ષર ખરી પડે, એટલે કે લુપ્ત થાય.

જ્યારે ભાષા પ્રથમ લખાવા લાગી ત્યારે મનુષ્યો અક્ષરોને જુદા પાડવા પોતાના કાન ઉપર જ આધાર રાખતા હશે; શબ્દોને શબ્દ તરીકે ઓળખતા નહિ જ હોય વેદના જમાનાનું સંધિયુક્ત લખાણ આ વાતની સાક્ષી પૂરે છે. વળી તે વખતના છંદો તપાસીએ તો આપણને એ સત્યની પ્રતીતિ થયા વિના ન રહે પાછળથી પદોને છૂટા પાડી વેદનો અર્થ સમજવાનો પ્રયાસ થયો છે એ પણ આ વાતનું સાક્ષીભૂત છે. વૈદિક મંત્રોચ્ચારમાં અક્ષરોના ઉચ્ચારણનું મહાત્મ્ય એને જ આભારી છે. બાળક ભાષા લખતા કે વાંચતા શિખે છે ત્યારે પણ આ સ્પષ્ટ દેખાય છે. શબ્દોને છૂટા વાંચવા કે લખવા કરતાં અક્ષરોને છૂટા લખવા કે વાંચવા તે બાળકને વધારે સહજ લાગે છે. એનું કારણ એ કે વાક્યનું અક્ષરશ્રવણ બાળકને સ્વાભાવિક છે; શબ્દશ્રવણ એટલું સ્વાભાવિક નથી.

ગૂજરાતીમાં " સાત રાણી " કે " ભાત આવે " એ જો આપણે ખરી ગૂજરાતી રીતે ઉચ્ચારીએ તો " સત્રાણી " અને " ભાતાવે " જ સંભળાવાના. આ બન્ને વાક્યો ઉચ્ચારની દૃષ્ટિએ તો ત્રણ ત્રણ અક્ષરોના જ બનેલા છે; ચાર નહિં. અક્ષરને અક્ષર તરીકે પારખવામાં આ મુદ્દાની વાત છે. એના ઉપરથી સ્વર-વ્યંજન ભેદ સુસ્પષ્ટ થાય છે. " સાત રાણી "માં ભાષાના બે જુદા જુદા શબ્દો સમાયેલા છે. પણ " સાત્ "માં છેડે આવેલો ત્ એટલો અસ્ફુટ ઉચ્ચાર છે કે એની પાછળ કોઇ સ્વર ન હોવાને લીધે પાછળના " રા " સાથે ભળી જઇ ' જોડાક્ષર ' " ત્રા " બનાવે છે તેની જ રીતે " ભાત્ "નો " ત્ " " આવે "ના " આ "માં ભળી જઇ " તા " અક્ષર બનાવે છે. આથી સ્પષ્ટ થાય છે કે દરેક

અક્ષર ત્યારે જ અક્ષર કહેવાય જ્યારે તે સ્વરિત થાય. સાથે સાથે એ પણ ખરૂં છે કે વ્યંજનોના સ્વતંત્ર સ્ફુટ ઉચ્ચાર અસંભવ છે. સ્વર વ્યંજન વચ્ચે આ મોટો ભેદ. આગળ ઉપર આપણે જોઇશું કે આ ભેદ અત્યારે જેટલો મોટો લાગે છે તેટલો નથી. પણ હાલ તો આ ભેદને ધ્યાનમાં રાખીને જ આગળ ચાલીએ.

## ૪. સ્વરો અને એમનો સ્વભાવ

ઉચ્ચારોત્પાદક શરીરતંત્રનો અભ્યાસ કરતાં આપણે જોયું કે જુદા જુદા સ્વરો મુખમાર્ગની ભિન્નતાને લીધે નીપજે છે. એનો જરા ઉંડો અભ્યાસ કરીએ. ગૂજરાતી ભાષાના સ્વરોને અવલંબી આપણો અભ્યાસ ચલાવીએ.

બાળકને આપણે જ્યારે અક્ષરજ્ઞાન આપીએ છીએ ત્યારે અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અને કોઇ વખત ઋ એટલા જ સ્વરો શીખવીએ છીએ. પરંતુ આટલી સ્વર સંજ્ઞાઓથી ગૂજરાતીના બધા જ સ્વરોચ્ચાર વ્યક્ત નથી થતા. દાખલા તરીકે "કેમ" અને "એમ"માં રહેલ સ્વરોચ્ચાર "કેવું" અને "એવું"ના "એ" ઉચ્ચારથી ભિન્ન છે. ગૂજરાતી શબ્દ "ગોળ"ના બે ઉચ્ચાર છે. "ઓ" સ્વરનો ઉચ્ચાર પહોળો કરતાં 'શેરડીના રસમાંની બનતો મિષ્ટ પદાર્થ' એવો અર્થ થાય. "ઓ" સ્વરને સાંકડો કરતાં એક પ્રકારના આકારનો નિર્દેષ થાય છે. માટે આપણે સ્વરના અભ્યાસમાં સ્વર સંજ્ઞાઓનો નહિં પણ ઉચ્ચારિત સ્વરોનો અભ્યાસ કરીશું.

ઉચ્ચારોત્પાદનની દૃષ્ટિએ "આ" સ્વર સૌથી પહોળો સ્વર ગણાય. "આ"નો ઉચ્ચાર કરતી વખતે જીભને નીચે સપાટ રાખી સ્વરનાળમાંથી નીકળતી હવાને આપણે માર્ગ આપીએ છીએ. પણ

આ પહોળો ઉચ્ચાર માત્ર જીભની સપાટ સ્થિતિથી જ નથી નીપજતો. ' આ "ના ઉચ્ચારણ વખતે હોઠને જેટલા પ્રમાણમાં પહોળા કરીએ તેટલે દરજ્જે " આ " વધારે પહોળો સંભળાય. ગૂજરાતીમાં-" વાત " " સાત " " ભાત " વગેરે શબ્દોમાં " આ " સ્વર વધારેમાં વધારે પહોળો ઉચ્ચાર પામે છે પણ " નિશા " અને " ઉષા 'માં એટલો પહોળો નથી.

ઉપર આ-સ્વરના જે બે પ્રકાર બતાવવામાં આવ્યા તે એટલા ખાતર કે પાછળથી આપણને સ્વરવિકૃતિ સમજવી સ્હેલી પડે. વળી એનું બીજું એક કારણ છે. તે એ કે સંજ્ઞાસામ્યથી આપણે એમ ન માનીએ કે સ્વરોની સંખ્યા તો આપણો કક્કો કહે એટલી જ હોય. ગૂજરાતી સ્વરોની એક મુશ્કેલી એ છે કે હ્રસ્વ કે દીર્ઘ એટલો જ ભેદ સ્વરોમાં હોય છે એવી માન્યતા પ્રચલિત થઇ પડે છે. હ્રસ્વ અને દીર્ઘ ઉપરાંત સાંકડો અને પહોળો ઉચ્ચાર હોઇ શકે એ તો ઉપર બતાવ્યું. એ ઉપરાંત મિશ્ર-સ્વરો (સંયુક્ત નહિં) પણ હોય છે તે આગળ ઉપર જોઇશું. અત્યારે તો ઈ-સ્વર તરફ વળીએ.

ઈ-સ્વર હ્રસ્વ અથવા દીર્ઘ તો માત્ર શ્વાસને ટુંકાવવા કે લંબાવવાથી બને. પણ ઈ-સ્વર સાંકડો કે પહોળો પણ બને. " ઈ " સ્વરનો ઉચ્ચાર જીભના અગ્રભાગને તાળવાની છેક પાસે લઇ જઇ આપણે કરીએ છીએ. આ ઈ-સ્વરનો સાંકડામાં સાંકડો તે તીવ્ર ઉચ્ચાર થયો ધીમે ધીમે જીભને તાળવાથી જેટલી દૂર લાવીએ તેટલા પ્રમાણમાં ઉચ્ચાર પહોળો થાય તે દેખીતું છે.

એ-સ્વરના બે ભેદ પહોળો અને સાંકડો તો " કેમ " અને " કેવું " ઉપરથી આપણે સમજ્યા. માત્ર એટલું જ કહેવું બાકી છે કે બન્ને " એ " સ્વર હ્રસ્વ કે દીર્ઘ થઇ શકે. એ પણ મુખના આગળના ભાગમાંથી નીપજતો સ્વર છે. " આ " " ઈ"

અને ' એ ' સ્વરોને મુખાગ્ર સ્વરો લેખી શકાય " ઈ " અને " એ " વચ્ચે બીજા કેટલાયે સ્વરો આવી જઇ શકે પણ એ બધા ઈ તરફ ઢળતા સ્વરો જ છે

હવે ' ઉ ' અને " ઓ " સ્વર પર આવીએ આ સ્વરો જીભના પાછળના ભાગની જુદી જુદી સ્થિતિથી પરિણમે છે ' ઓ " અને " ઉ "ના પણ સાંકડા તેમ જ પહોળા ઉચ્ચાર સંભવે તે સ્પષ્ટ છે એની હ્રસ્વતા કે દીર્ઘતા તરફ પણ ધ્યાન ખેંચવાની જરૂર નથી

ગૂજરાતી જાણનારને માટે શુદ્ધ સ્વરોમાં તો આટલા જ બસ છે " ઐ " અને " ઔ " બબ્બે સ્વરના ભળવાથી બનેલા છે આવા સ્વરને સંયુક્ત સ્વર કહેવો પડે અહિ એક વાત ચોકખી કરવી ઘટે છે સંસ્કૃત સંધિના નિયમ પ્રમાણે અ + ઇ = એ થાય છે પણ ઉચ્ચારની દૃષ્ટિએ આ સત્ય નથી અ + ઇ = ઐ એમ આજના ગૂજરાતી માટે સત્ય છે એવી જ રીતે અ + ઉ = ઔ. પુરાકાળમા શું હતું તે નક્કી કરવાનો આ સમય નથી

અ-સ્વર તે એક અતિ અસ્પષ્ટ સ્વર છે કોઈ પણ સ્વરનો છેક જ આળસથી ઉચ્ચાર કરીએ તો અ-સ્વર સંભળાય અ-સ્વરનું ઉચ્ચારસ્થાન કંઠ ગણાય છે " અ ' બોલતા જીભ સ્હેજ પાછળ ખેંચાઇ એના મધ્યમા સ્હેજ ખાડા જેવું પડે છે પણ આ સ્થિતિ તો બહુ બારીકાઇથી તપાસીએ ત્યારે જ જણાય છે. સામાન્ય રીતે અ-સ્વરના ઉચ્ચારણ વખતે જીભ મુખમાર્ગમા છેક આળસુ સ્થિતિમા પડી રહે છે અને અ-ઉચ્ચાર નહિ પહોળો નહિ સાંકડો એવો અસ્પષ્ટ ઉચ્ચાર છે આ-સ્વર તે અ-સ્વરનો દીર્ઘ ઉચ્ચાર નથી જ એ બે જુદા જ સ્વરો છે.

અત્યાર સુધી તો આપણે જીભની સ્થિતિને જ પ્રધાન પદ

આપ્યું. પણ સ્વરોચ્ચારમાં હોઠનો પણ ઉપયોગ થાય છે "ઉ" ઉચ્ચારતાં હોઠ બહાર નીકળી સંકડાય છે. અને "ઇ" ઉચ્ચારતાં પાછળ બેચાય પહોળા થાય છે. "એ" અને "ઓ" ઉચ્ચારમાં પણ હોઠની સ્થિતિ અનુક્રમે પહોળી અને સાંકડી હોય છે. ટૂંકમાં દરેક શુદ્ધ સ્વરના ઉચ્ચાર વખતે હોઠની અમુક સ્થિતિ સ્વાભાવિક હોય છે. અને એ ઉપરથી "ઈ" ઉચ્ચારને સ્વભાવથી પહોળો અને "ઉ" ઉચ્ચારને સ્વભાવથી સાંકડો લેખી શકાય. પણ ધારો કે આવી સ્વાભાવિક સ્થિતિ છોડી હોઠ કે જીભ એમાંથી એક બીજી સ્થિતિ પકડે. એમ બને ત્યારે હોઠ અને જીભ બન્નેમાંથી બે જુદા જુદા સ્વરો નિકળે, અને એમનું મિશ્રણ થાય. આવા મિશ્ર ઉચ્ચાર જર્મન અને ફ્રેંચમાં છે.[1] ગુજરાતી "શું" ઘણીને "શ્યુ" કેમ સંભળાય છે તેનો ખુલાસો પણ આથી મળી રહે છે. ગુજરાતી "શ"નો ઉચ્ચાર કરતાં જીભનો મધ્યભાગ છેક તાળવે અડકે છે. "ઉ" સ્વરના ઉચ્ચાર માટે જીભને ત્યાંથી તરત જ ઉતરી આવવું પડે. "શ"ની સાથે સાથે "ઉ" બોલવું જીભને કઠણ પડે છે. પણ હોઠ તો એમની "ઉ" ઉચ્ચારની સ્થિતિ પર તરત આવી જાય છે. જ્યાંથી "શ" ઉચ્ચાર થાય છે ત્યાંથી "ઇ" ઉચ્ચાર સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે. એટલે "ઇ" અને "ઉ" સ્વરોનું મિશ્રણ થઇ આપણે "યું" જેવું કાંઇક સાંભળીએ છીએ. પણ આ શુદ્ધ "યુ" નથી. આ તો એક મિશ્રસ્વર છે; સંયુક્ત નહિં. આવા પ્રકારના સ્વરમિશ્રણના બીજા ઉદાહરણો મળી આવે છે. કાઠિયાવાડીમાં ઘણી જગ્યાએ "કાલ" "ચાલ" વગેરે શબ્દોમાં આ-સ્વર પાછળ ય-શ્રુતિ સંભળાય છે. (રા. નરસિંહરાવ આને કાલ્ય, ચાલ્ય, એમ શા

[1] Fr: Une; gr: müde.

માટે લખતા હશે તે સમજવું મુશ્કેલ છે. ) આનું કારણ પણ એજ છે કે ઉપર કહેલા સ્વરો શુદ્ધ નથી. " આ " ઉચ્ચાર પછી " લ " ઉચ્ચાર પર જતા જીભને ઉંચે ચડવું પડે છે. એટલે શુદ્ધ આ-સ્વરને સ્થાને ઇ-મિશ્રિત " આ " ઉચ્ચાર નીકળે છે. અને આપણને ય-શ્રુતિ સંભળાય છે. પણ તે " લ "ની પછવાડે નહિં; આગળ. સ્વરો વિષે હાલમાં આટલુ જ કહી હવે વ્યંજનો તરફ વળીએ.

## ૫ વ્યંજનવિચાર

સ્વરનાળમાંથી નીકળતી હવાને મુખમાર્ગમાં ક્ષણભર અટકાવી પછી એને એમદમ વછોડતા વ્યંજનોચ્ચાર થાય. કાગળના પરબીડીયામાં હવા ભરી એને ફોડતાં જે અવાજ થાય છે તેની સાથે વ્યંજનના અવાજને સરખાવી શકાય. વ્યજનો ઉચ્ચાર કહેવાવાને લાયક નથી. એ તો અવાજ માત્ર છે. ક્, ચ્, ટ્, ત્, પ્નો ઉચ્ચાર કરવાનો પ્રયત્ન કરતાં જે અવાજ નીકળે છે તેને ભાગ્યે જ ઉચ્ચાર કહેવાય. જીભના પાછળના ભાગને તાળવાના ભાગ સાથે અડકાડી પછી જોસથી છોડી દેતા જે અવાજ થાય એને આપણે ક્ સંજ્ઞાથી વ્યક્ત કરીએ છીએ. ક-વર્ગના વ્યજનોને કંઠસ્થ કહેવાયા છે. પણ ગૂજરાતી " ક્ "-કંઠથી બહુ દૂર પડયો છે. અરબી " ક્ " ખરો કંઠસ્થ છે. પણ એ " ક્ "નો ઉચ્ચાર આજનો ગૂજરાતી કરી શકે નહિં. એટલું જ નહિં. અંગ્રેજી " ક્ "ની વાત કરીએ, તો એ પણ ગૂજરાતીને માટે રહેલો નથી. અંગ્રેજી ઉચ્ચારમાં જોસ વધારે છે. એ ઉચ્ચાર સાધારણ રીતે ગૂજરાતીઓ કરતા જ નથી; અને કરે ત્યારે બહુધા અસ્વાભાવિક હોય છે. આટલા ઉપરથી સમજાશે કે " ક્ "ના કેટલા ઉચ્ચાર-કે પ્રકાર-સંભવિત છે. એ હિસાબે વ્યંજનોનો સંપૂર્ણ ખ્યાલ મેળવવો પણ વિકટ છે.

તાળવાના આગળના ભાગ સાથે જીભના મધ્યભાગનો સ્પર્શ

કરાવી છોડી દેતાં ગૂજરાતી ચ્-વ્યંજન ઉદ્‌ભવે છે. પણ ગૂજરાતી અને અંગ્રેજીમાં "ચ્"માં તફાવત પડે છે. અંગ્રેજી "ચ્" સ્હેજ પાછળથી અને વધારે જોસથી થાય છે. વળી મરાઠી "ચલા"નો "ચ્" તે ત્રીજી જ જાતનો ઉચ્ચાર છે. તે લગભગ દાંતના મૂળ પાસેથી કરાય છે. "ચ્" ઉચ્ચારમાં ઘર્ષણધ્વનિ સંભળાય છે તે પણ ભૂલવું ન જોઇએ.

ટ્-ત્નો ગોટાળો સર્વવિદિત છે. ગૂજરાતીને માતૃભાષા તરીખે વાપરતી પારસી અને વ્હોરા કોમોમાં ટ્-ત્નો તફાવત નથી. યુરોપની ઘણીખરી ભાષામાં લોકો "ટ્" બોલે છે કે "ત્" તે સામાન્ય જનતા પારખી શકતી નથી. જર્મન લોકો કોઇવાર "ટ્" તો કોઇવાર "ત્" ઉચ્ચાર કરે છે. પણ એમને પૂછશો તો કહેશે કે એમની બોલીમાં તો એકજ "ટ્" છે; એને "ટ્" કહો કે "ત્." વિચિત્ર વાત તો એ છે કે અંગ્રેજી ટ્-વર્ગના વ્યંજનોને એ લોકો દંતસ્થ તરીકે ઓળખાવે છે. ગૂજરાતીમાં આપણે ટ્ વર્ગને મૂર્ધન્ય અને ત્-વર્ગને દંતસ્થ કહીએ છીએ. આ બધા ગોટાળાનુ કારણ એટલું જ છે કે ત્-ટ્-વ્યંજનો અનેક પ્રકારના હોય શકે. તે એટલી હદ સુધી કે ત્ ટ્માં ભળી જાય. અને ટ્ ત્માં. વળી ગૂજરાતીમાં જ ટ્-વર્ગના વ્યંજનોના બે પ્રકાર છે. એમના ઉદ્‌ભવની રીતિ પણ જુદી જુદી છે. તે આપણે આગળ ઉપર જોઇશું. અત્યારે તો એટલું જ કહી રાખીશું કે "ઢગલો" અને "કઢી" "ડગલો" અને "કડી" વગેરે શબ્દોમાં બે જાતના "ઢ" અને "ડ" સંભળાય છે.

પ્-વર્ગના વ્યંજનોમાં ઓછો ગોટાળો હોય તે ચોક્ખું છે. કારણ એમનું ઉદ્‌ભવ-સ્થાન હોઠ છે; અને તે બહારથી દેખાય. છતાંયે ઉચ્ચાર કરવામાં વપરાતા ઓછા વત્તા જોસને લઇ અંગ્રેજી "પ્" અને ગૂજરાતી "પ્"માં ફેર તો પડે છે.

હવે આપણે આ વ્યંજનોનું શુદ્ધ સ્વરૂપ સમજવા પ્રયત્ન કરીએ. સ્વરનાળમાંથી આવતી હવા પ્રથમ તો મુખમાર્ગમાં પ્રવેશ કરે છે, અને ત્યાં તેનો અવરોધ થાય છે. આ અવરોધ હોઠ, દાંત કે તાળવાના જુદા જુદા ભાગોમાં થાય છે. અવરોધ પછી હવા એકદમ વછૂટે છે. ઉચ્ચાર-ક્રિયાના આ ત્રણ પગથીઆં આમ મૂકીએ—

૧. મુખમાર્ગના અવરોધનો આરંભ.

૨. એનો અવરોધ-સમય

૩. તે અવરોધનો ભંગ.

ક્-વ્યંજનનો સાદો ઉચ્ચાર કરતી વખતે અવરોધ-આરંભ અને અવરોધભંગ વચ્ચે બહુ થોડો જ સમય રહે છે. " અકળ " અને " અક્કલ " એ બે શબ્દો બોલવામાં ફેર પડે છે. એ ફેર શો છે ? એટલો જ કે " અક્કલ "માં આપણે " ક "નો અવરોધ સમય લંબાવીએ છીએ. આનો અર્થ તો એટલો જ કે " અક્કલ "માં " ક્ " દીર્ઘ છે; અને એના અવરોધનો ભંગ કરવામાં આપણે વધારે જોસ વાપરીએ છીએ. અવરોધના સમયને લંબાવવામાં જ આ બે " ક્ "નું પાર્થક્ય છે. તો પછી " ક્ક "ને સંયુક્તાક્ષર કેમ કહેવાય ? " આવા વ્યંજનને **દીર્ઘ-વ્યંજન** કે **સ્ફુટ-વ્યંજન** કહેવું વધારે યોગ્ય છે.

સ્ફુટ-વ્યંજન કહેવાનું વધારે સબળ કારણ છે. સંયુક્તાક્ષરની ઉચ્ચારપરીક્ષા કરતાં આપણે તે સમજીશું. " શક્તિ ' શબ્દની ઉચ્ચારપરીક્ષા કરીએ. આમાં ક્-વ્યંજનની પછવાડે તરત જ " ત્ "-વ્યંજન આવે છે. એટલે કે જ્યારે જીભનો પાછળનો ભાગ હવાનો અવરોધ કરી રહ્યો હતો ત્યારે હવાને વછૂટવા ન દેતાં જીભના અગ્રભાગે દાંતના મૂળ સાથે અડકી એક નવો જ

અવરોધ બનાવ્યો; અને અહિં આવી હવા વછૂટી. એટલે કે ક્-વ્યંજન અસ્ફુટ રહી ત્ વ્યંજન સ્ફુટ બન્યો. આ ઉપરથી આપણે દરેક વ્યંજનનાં બે સ્વરૂપ સમજી શકીએ; સ્ફુટ અને અસ્ફુટ. શુદ્ધ સ્વર અને સ્ફુટ વ્યંજન વચ્ચેનો ભેદ હવે આપણે સમજી શકીશું. શુદ્ધ સ્વર અને સ્ફુટ-વ્યંજન વચ્ચે કેટલી જાતના બીજા ઉચ્ચારો સંભવી શકે તે હવે આપણે જોઇએ.

ઉપર આપણે જોયું કે સ્ફુટ-વ્યંજનના ઉચ્ચાર વખતે હવાનો સંપૂર્ણ અવરોધ થવો જોઇએ. હવે ધારો કે હવાનો અવરોધ સંપૂર્ણ ન થાય; અને હવા ઝીણો માર્ગ કરી લે. આમ થાય ત્યારે સ્ફુટ-વ્યંજનમાં હવાનું જે તાત્કાલિક વછૂટવું હોય છે એમાં ખામી આવે. આથી ઉચ્ચાર લંબાય અથવા ઘસાય. હવાનું આવું ઘર્ષણ ફારસીમાંથી લીધેલા ઘણા ગૂજરાતી શબ્દોમાં સંભળાય છે. ઉદાહરણ સ્વરૂપ "તોફાન" શબ્દના "ફ્"નો શુદ્ધ ઉચ્ચાર દાંત અને હોઠની વચ્ચેથી નીકળતી હવાને લીધે છે. દાંત અને હોઠ મળવા પછી એમાંથી હવા રહેજ પ્રમાણમાં વહ્યા કરે છે. હવાનું આ ઘર્ષણ આપણે સાંભળીએ છીએ. અંગ્રેજી Thin and Thisમાં પણ આવી જાતનું ઘર્ષણ સંભળાય છે. દરેક સ્ફુટ-વ્યંજનને આવી રીતે ઘર્ષણાત્મક બનાવી શકાય. ગૂજરાતી ખ્, છ્, દ્, થ્, ફ્ આવી જાતના વ્યંજનો છે. પણ એ બધાની ઉત્પત્તિમાં ઘર્ષણ સુસ્પષ્ટ સંભળાતું નથી, માટે એવી જાતના વ્યંજનોને અર્ધ-સ્ફુટ અથવા અલ્પ ઘર્ષણાત્મક કહેવું વધારે યોગ્ય છે.

અત્યાર સુધી આપણે એમ જ માન્યું કે સ્વરનાળમાંથી નીકળતી હવા ઘોષતંત્રીઓનો ઉપયોગ કરતી જ નથી. પરંતુ એમનો ઉપયોગ બહુ મોટા પ્રમાણમાં થાય છે. અને આવી રીતે ઘોષ પામેલી હવાથી નીપજતા વ્યંજનો જુદા જ પ્રકારના સંભળાય

છે. ગૂજરાતીમાં ગ, જ્, ડ્, દ્ અને બ્, આવા પ્રકારના વ્યંજનો છે. આ બધાને સ્ફુટ-ઘોષ-વ્યંજનો કહી શકાય.

તેવી જ રીતે ઘર્ષણાત્મક કે અલ્પ-ઘર્ષણાત્મક વ્યંજનો પણ ઘોષિત બને છે. ગૂજરાતી ઘ, ઝ, ઢ, ધ અને ભ, આવા પ્રકારના છે, અને ઉપર કહેલા અંગ્રેજી ધ અને ય ઘર્ષણાત્મક વ્યંજનોના ઉદાહરણ છે. પારસી ફિરસ્તા અહુર મઝ્દના નામમાં આવતો ઝ-વ્યંજન પણ પૂર્ણ-ઘર્ષણાત્મક ઘોષ-વ્યજન છે. આમ જેટલા અઘોષ વ્યંજનો છે તેટલા ઘોષ વ્યંજનો બને છે.

## ૬. અર્ધ સ્વરો

હવે આપણે સ્વરો પણ નહિ અને વ્યજનો પણ નહિં એવા કેટલાક ઉચ્ચારો ઉપર આવીએ. આવા ઉચ્ચારોને અર્ધ-વ્યંજન કેમ ન કહ્યા એ પ્રશ્ન હમણાં નહિં ચર્ચીએ. એ તો સ્પષ્ટ જ છે કે અર્ધસ્વર કહેવે વ્યંજનનો કાંઇક અંશ એમાં છે એટલું તો આપણે કબુલ કરી દીધું.

ઇ-સ્વરનો ઉચ્ચાર કરતાં જીભ લગભગ તાળવે પહોંચે છે. આ ક્રિયામાં અને વ્યંજનોના ઉચ્ચારની ક્રિયામાં ભેદ ઓછો જ છે. ઇ-સ્વરનો ઉચ્ચાર કરતાં જો જીભ તાળવે અડી જાય તો હવાના ઘર્ષણનો અવાજ સંભળાય અથવા હવા તદ્દન અટકી જાય, અને એ અવાજ ઘર્ષણાત્મક વ્યજનના પ્રકારનો થાય. આ ઉચ્ચાર છેક જ વ્યંજનના જેવો ક્યારે થઇ જાય છે તે નીચેના ઉદાહરણ ઉપરથી સમજાશે:—

કાઠિયાવાડી બોલીમાં " થીઉ " બોલાય છે. વળી કાઠિયાવાડના કોઇ કોઇ પ્રદેશમાં " થ્યુ " પણ સંભળાય છે. આ " થીઉ " " થ્યુ " માં પરિણતિ પામે છે તે આમઃ—' ઇ 'નો ઉચ્ચાર કરતી વખતે જીભનો

અગ્રભાગ છેક તાળવા સુધી પહોંચે છે. ઈ-સ્વરની પછી તરત જ ઉ-સ્વરનો ઉચ્ચાર કરવા જતાં જીભના અગ્રભાગને મુખ માર્ગને પહોળો કરવા તરત નીચે ઉતરવું પડે છે. એ ઉપરાંત " ય્ "ના ઉચ્ચાર વખતે જીભ છેક તાળવે અડેલી હોય જ છે. " ય્ " " ઇ " અને " ઉ "ની જુદી જુદી સ્થિતિને ઉતાવળે પહોંચવા જતાં " ઇ " જે મધ્યમાં આવે છે તેને બને તેટલો ટુંકાવવા માણસ પ્રયાસ કરે છે. અને " ય્ " થી " ઉ " ઉપર જતાં " ઇ " નો ત્વરિત ઉચ્ચાર કરે છે; અને એને લઇ આપણે અર્ધ-વ્યંજન કે અર્ધ-સ્વર ઉચ્ચાર સાંભળીએ છીએ.

અર્ધ-સ્વર " વ્ " પણ આવી રીતે સમજી શકાશે. પણ એનાં " ઉ " સ્વરનો ઉચ્ચાર કરવા જતા હોઠની સંકડાયેલી સ્થિતિ અને પછી આ-સ્વર જેવા કોઇ પહોળા સ્વર, માટે હોઠનું એકાએક પાછું ખેંચાવું જરૂરનું છે. આ જાતનો વ્-ઉચ્ચાર ગૂજરાતી ભાષામાં છે કે કેમ તે ચર્ચાસ્પદ છે. પણ સંસ્કૃત ઉ+અ=વ આ જાતનો ઉચ્ચાર હોવો જોઇએ. " વ્ " બે જાતના છે તે હવે આપણે જોઇ શકીશું. ઉપર કહેલો " વ્ " તે હોઠ અને દાંત વચ્ચે થતા હવાના ઘર્ષણથી ઉદ્ભવતા " વ્ " થી છેક જ નીરાળો છે. અંગ્રેજી We અને Five માં આ બે " વ્ " નું પાર્થક્ય તરત જ પરખાય છે. ગૂજરાતી " કુઓ " ( કુવો ) અને " વાત " જેવા શબ્દોમાં અમને તો આ બે " વ્ " જુદા જ સંભળાય છે. પહેલો " વ્ " વધારે સ્વરાત્મક અને બીજો વધારે વ્યંજનાત્મક છે.

## ૭ ર્ અને લ્

આપણા વૈયાકરણીઓએ ર્ અને લ્ ને ય્ અને વ્ ની સાથે મૂકયા છે. યુ અને વ્ના પ્રકારના અર્ધ-સ્વરો આ નથી જ. તાળવાના નિર્દિષ્ઠ સ્થાનમાં એમનો ઉદ્ભવ છે; અને જીભની નિર્દિષ્ટ

સ્થિતિમાં એ ઉચ્ચાર સંભવે છે. લ્-ઉચ્ચાર કરતી વખતે આપણે જીહ્વાગ્રને તાળવે ચોંટાડી પછી સ્વરનાળમાંથી આવતી હવાને જીભના બન્ને પડખેથી છૂટવા દઇએ છીએ. બરાબર ધ્યાનથી તપાસતાં માલમ પડશે કે લ્ અને ડ્નું ઉત્પત્તિસ્થાન એક જ છે. હવે એક વધારે કઠણ પ્રશ્ન નિહાળીએ.

સૌ કોઇ જાણે છે કે ગૂજરાતીમાં "ડ્" અને "ઢ્"ના બે ઉચ્ચાર છે "ગાડી" અને "કઢી"માંના ડ્-ઢ્નો ઉચ્ચાર કરતી વખતે આપણે તાળવાના ઉંચા ભાગને જીહ્વાગ્રને વાળીને અડકાડયા પછી વછોડીએ છીએ. ડ્ અને લ્નું ઉદ્‌ભવસ્થાન એક જ છે. માત્ર હવામાર્ગ જુદા છે. લ્-ના ઉચ્ચારણ વખતે હવા વચ્ચેથી ન વછૂટતાં બન્ને પડખેથી નીકળે છે. હવે બીજા પ્રકારના ડ્ને-એટલે કે "ગાડી"ના ડ્ની ઉદ્‌ભવક્રિયામાં હવાને વચ્ચેથી ન વછોડતાં જો બન્ને બાજુથી જવા દઇએ તો બીજા પ્રકારનો લ્-ઉચ્ચાર સંભવે. ગૂજરાતી ળ-ઉચ્ચાર તે આ. ટુંકામાં જેટલા પ્રકારના "ડ્" તેટલા પ્રકારના "લ્" બને.

હવે "ર્"ની વાત. ર્-ઉચ્ચારની વિશિષ્ટતા તેના ઉદ્‌ભવ વખતે થતું જીહ્વાગ્રનું કંપન તે છે. યુરોપની કેટલીક ભાષાઓમાં જીહ્વાન્તથી અથવા જીહ્વામધ્યથી પણ "ર્" ઉચ્ચારાય છે. પણ એ ઉચ્ચાર સાથે આપણને લેવા દેવા નથી. ગૂજરાતી "ર્"નું ઉદ્‌ભવસ્થાવ ગૂજરાતી ડ્-લ્નું ઉદ્‌ભવસ્થાન તે જ છે. લ્ અને ર્ના ઉચ્ચારણમાં ફેરમાત્ર એટલો જ કે ર્-ઉચ્ચાર જીભના કંપનથી થાય છે. ત્યારે ગૂજરાતીમાં લ્ અને ળ્ જેમ બે છે તેમ "ર્" પણ બે જુદી સંજ્ઞાઓ ન હોવા છતાં બે પ્રકારના સંભવે. અને એ એના ઉચ્ચારમાં લ્ અને ળ્માં જે ફેર છે તે હોવાનો. આ ધ્યાનમાં રાખવું જરૂરનું છે.

ઉપર જે ચર્ચા કરવામાં આવી તે ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું કે " ર્ " અને " લ્ " ( લ્માં ળ્ આવી જાય છે. ) બન્ને અર્ધ-સ્વરોની કક્ષામાં નથી આવતા. વ્યંજનની કક્ષામાં તો આવે જ નહિ; કારણુ હવાનો અવરોધ એનું સ્થંભન અને સ્ફોટન પણ એમને માટે જરૂરના નથી. અને છતાં યે " પલ્લું " " ચક્ર " વગેરે શબ્દોમાં આપણે એમનો સ્ફુટ-વ્યંજન તરીખે ઉપયોગ કરતાં હોઇએ એવું લાગે છે. ગૂજરાતીમાં ગમે તેમ હોય; પણ સંસ્કૃતમાં તો ઋ અને ઌ સ્વરમાં ગણાયા છે. " કૃષ્ટિ " " વૃષભ " વગેરે. શબ્દોમાં આજે આપણે પ્રાંતવાર " ર્ "ની પાછળ " ઉ " કે " ઈ " લગાડી બોલીએ છીએ; પણ જુના વખતમાં એવું કશું નહિ હોય. અને એ " ર્ "નો શુદ્ધ સ્વરોચ્ચાર હશે એમ માનવાને કારણ છે. " ર્ " અને " લ્ "ના ઉચ્ચાર સ્વરની સહાય વિના સંભવિત છે.

## ૮. અનુનાસિક

સ્વરનાળમાંથી આવતી હવા મુખમાર્ગમાંથી નીકળવા ઉપરાંત બીજી એક જગ્યાએથી પણ નીકળી શકે. આ માર્ગ તે નાસિકા. એનો ઉપયોગ આપણી મરજીમાં આવે ત્યારે કરી શકાય. પ્રત્યેક સ્વર કે વ્યંજનના ઉચ્ચાર વખતે જો આપણે નાસિકાદ્વારને ખુલ્લું રાખીએ તો એક એક અનુનાસિક નીકળે. દરેક ભાષામાં એના બધા જ અનુનાસિકોનો ઉપયોગ નથી થતો. જુદી જુદી ભાષાઓ ઓછા વત્તા પ્રમાણુમાં આવા અનુનાસિકોનો ઉપયોગ કરે છે.

ગૂજરાતી ઙ્, ઞ્, ણ્, ન્, મ્ તે અનુનાસિક વ્યંજનો છે. એ બધાનાં ઉચ્ચાર કરતાં માલમ પડશે કે એ સૌ સ્ફુટઘોષવ્યંજન ગ્, જ્, ડ્, દ્, બ્-ના જ અનુનાસિક રૂપો છે. હાલની ગૂજરાતી ઉચ્ચાર પદ્ધતિમાં આપણે ઙ, અને ઞ,-નો સ્વતંત્ર ઉપયોગ

કરીએ છીએ કે કેમ તે ચર્ચાસ્પદ છે. અમારી માન્યતા પ્રમાણે એનો ઉપયોગ નથી જ. અને ङનો તો ઉચ્ચાર પણ થોડા જ ગૂજરાતીઓ કરી જાણે છે. સાધારણ નિશાળીઓ એને " અંગ્ " તરીખે ઓળખે છે. એમાં તો અ—અનુનાસિક છે " ગ " નહિં, એવું જ્યારે એક શિક્ષકને કહેવામાં આવ્યું ત્યારે એમનાથી એ સમજાયું પણ નહિ. ञने પણ ગૂજરાતીમાં સ્વતંત્ર સ્થાન નથી. આપણી ભાષામાં તો અનુનાસિકો ત્રણ જ છે. " ન્ " અને " મ્ "ના ઉચ્ચાર વિષે કાંઇ ખાસ કહેવા જેવું નથી. ત્ અને પ્ના ઉદ્‌ભવસ્થાનમાં જ એમનો પણ ઉદ્‌ભવ છે. ગૂજરાતી "ણ્" તે " ડગલા "ના " ડ " કે ગાડી "ના " ડ "નો અનુનાસિક છે તે કહેવું અઘરું છે. સામાન્ય રીતે ગૂજરાતીઓ " ણ્ "ને મારાઠાઓ જેટલો વાળીને નથી બોલતા. છતાંયે એવો ઉચ્ચાર કોઇ કોઇ જગ્યાએ સંભળાય છે ખરો. ત્યારે આપણે એમ માનીએ કે ણ્—ના બે ઉચ્ચાર છે. આ બે ઉચ્ચાર તે બે " ડ "ના ઉચ્ચારને અનુસરતા હોવા જોઇએ.

દરેક સ્વરને પણ અનુનાસિક કરી શકાય તે કહેવાની હવે જરૂર નથી રહેતી. એને આપણે અનુસ્વર કહીએ. વળી, અનુનાસિકોની ઉત્પાદન ક્રિયા ઉપરથી એટલું તો સ્પષ્ટ જ છે કે સ્વરોની માફક એમને હ્રસ્વ દીર્ઘ કરી શકાય.

## ૯. ઉષ્માક્ષરો

જેને આપણે ઉષ્માક્ષરો તરીકે ઓળખીએ છીએ એને સામાન્ય અંગ્રેજીમાં સીતકારાત્મક ઉચ્ચારો કહેવાય છે. ઉપર આપણે જોયું કે " અઝૂર મઝ્દ "ના " ઝ્ " નો ઉચ્ચાર ઘર્ષણાત્મક છે, અને ગૂજરાતી " ઝ્ "થી જુદો પડી આવે છે. એના ઉચ્ચારમાં જે

ઘર્ષણ સંભળાય છે તે જુદા જ પ્રકારનું છે. ગૂજરાતી ઝ્‌ને આપણે અલ્પઘર્ષણાત્મક ગણીએ; અને "અઝુર મઝ્‌દ" ના "ઝ્‌"ને પૂર્ણઘર્ષણાત્મક. પાછળના "ઝ્‌"ને જો આપણે ઘોષિત ન કરીએ તો જેને આપણે દન્ત્ય " સ " કહીએ છીએ તે બને. અંગ્રેજી Measure શબ્દનો " ઝ્‌ "નો અઘોષ ઉચ્ચાર કરતાં આપણો તાલવ્ય " શ્‌ " બને; અને જે સ્થાનેથી ટ્‌–ઉચ્ચાર કરીએ છીએ ત્યાંથી જ ઉપરના બે ઉચ્ચારોની ક્રિયાને અનુસરી ઉચ્ચારોત્પાદન કરીએ તો મૂર્ધન્ય-ષ્‌–બને. ત્યારે આપણે જોઈએ છીએ કે સ્‌–ષ અને શ્‌ તે તૃ–દૂ અને ચ્‌ના સીત્કારાત્મક અઘોષ રૂપમાત્ર છે; અને એના ઘોષ-ઉચ્ચારો તે જ ત્રણ જુદા જુદા " ઝ્‌ " રૂ–વ્યંજનનું પણ સીત્કારાત્મન રૂપ જર્મનભાષામાં છે.[1]

## ૧૦ હ્‌

ગૂજરાતી લિપિમા એક જ " હ્‌ " છે. પણ ભાષામાં હ્‌–ના બે સ્વરૂપ છે. " હવા "નો " હ્‌ " અને સુરત અને કાઠિયાવાડની બોલીમાં સ્‌ અને શ્‌નું સ્થાન લેતો હ્‌ એક નથી. " હ્‌ " ઉચ્ચારનું ઉદ્ભવસ્થાન ગળાની અંદરના ઉંડાણમાં છે. સ્વરનાળમાંથી આવતી હવા ગળાની અંદર–ઉંડે તાળવા સાથે–સ્નિગ્ધતાલુ સાથે–ઘર્ષણ પામે છે અને હ્‌–ઉચ્ચાર સંભળાય છે. " હવા "ના હ્‌–માં ઘોષતંત્રીઓ કંપિત થાય છે. જ્યારે સુરતી અથવા કાઠિયાવાડીમાં સ્‌–શ્‌–નું સ્થાન લેતા હ્‌–માં તેમ નથી થતું. તેથી આપણે એમ કહીએ કે પહેલો હ્‌ ઘોષ છે અને બીજો અ-ઘોષ છે. હ્‌–નું આ અઘોષ સ્વરૂપ બંગાળની સીલ્હટી બોલીમાં પણ સંભળાય છે.

## ૧૧. શક્ય ઉચ્ચારો અસંખ્ય

ઉપર જે કહેવામાં આવ્યું તે બધું માત્ર વર્ણનાત્મક દષ્ટિએ

[1] German: Ich.

જ. એથી કોઇ એમ ન માની લે કે આપણે બધા જ શક્ય ઉચ્ચારો વિષે વિચાર કરી લીધો. શક્ય ઉચ્ચારો અસંખ્ય છે. જે શારીરિક તંત્રનો ઉચ્ચારમાં ઉપયોગ થાય છે તેને વાળવું હોય તેમ વાળી શકાય. આથી અસંખ્ય ઉચ્ચાર ઉપજે. ઉપર તો આપણે ગૂજરાતી અને આપણી માહિતીની સામાન્ય ભાષાઓની જ વાત કરી. આ વર્ણનાત્મક પરિચય આપવાનો ઉદ્દેશ એટલો જ છે કે શબ્દો પરિણિત પામે છે એનું શારીરિક-ક્રિયા-મૂળ આપણને જલ્દી સમજાય. દાખલા તરીકે કનો ગ્—કે છ્—નો શ્ કેમ થાય છે તે ઉપરના વર્ણન પછી સમજવું સ્હેલું થશે.

## ૧૨. ઉચ્ચાર-પ્રકાર

સમગ્ર શબ્દ, એટલે કે કોઇ અક્ષર જુથનો ઉચ્ચાર કરતાં આપણે વિવિધ પ્રકારના ઉચ્ચારભેદ આણી શકીએ. એ ઉચ્ચાર ભેદના ત્રણ પ્રકાર આપણા કાનને સ્પષ્ટ સંભળાય છે. પહેલાં તો કોઇ પણ શબ્દના એક નિર્દિષ્ટ અક્ષરને ભાર દઇ ઉચ્ચારી શકાય; બીજું આપણે એને હ્રસ્વ કે દીર્ઘ કરી શકીએ; અને ત્રીજું એ ઉચ્ચારતી વેળા લ્હેક ઉમેરી શકાય.

**અક્ષરભાર:**—અક્ષરભારનો ઉપયોગ ગૂજરાતી ભાષામાં થાય છે કે કેમ તે વિષે ઘણી ચર્ચા થઇ છે. અંગ્રેજી અને યુરોપની બીજી ભાષાઓમાં આ સ્પષ્ટ સંભળાય છે. ગૂજરાતીમાં અક્ષરભાર ગૌણ છે; પણ નથી જ એવો આગ્રહ ન ધરાવી શકાય. આ બે શબ્દ સાંભળીએ. " સળીઓ " અને " સળીઓ " પહેલા શબ્દમાં સ ઉપર ભાર છે; અને એનો અર્થ " ઘોડાની લાકડીના આકારની એક વસ્તુ " એવો થાય. બીજામાં " ળી " ઉપર ભાર છે, અને તે " સળી " શબ્દનું બહુ વચન છે.

**ગુરૂ-લઘુ:**—આપણું આખું પિંગળ હ્રસ્વ-દીર્ઘના ભેદ ઉપર જ રચાયેલું હોઈ આ વિષે વધારે કાંઈ કહેવાનું હોય જ નહિં. સ્વરોની હ્રસ્વ અને દીર્ઘ સ્થિતિ તો બાળક પણ જાણે, આપણે ઉપર જોયું કે વ્યંજનો પણ હ્રસ્વ કે દીર્ઘ હોય છે. જેને આપણે જોડાક્ષરો કહીએ છીએ તે આવા પ્રકારના દીર્ઘ-વ્યંજનો જ છે. પરંતુ હ્રસ્વતા અને દીર્ઘતા સ્વરોનો ખાસ ગુણ છે; વ્યંજનોનો નહિં. એટલે આવી જાતના વાણી-ભારને "**સ્વર-ભાર**" કહીએ તો ખોટું નહિં.

**હલક:**—ત્રીજા અને છેલ્લા પ્રકારના ઉચ્ચારમાં "હલક" મુખ્ય સ્થાને હોય છે. આપણે એક વાક્ય સાંભળીએ:—

શી વાત કરો છો !

ઉપરના વાક્યને આશ્ચર્ય દર્શક તરીકે ઉચ્ચારી જુઓ. એમાં "શી"નો સ્વરોચ્ચાર ધીરે ધીરે લંબાય છે અને આરોહ પામે છે. હવે એ જ વાક્યને બીજી રીતે ઉચ્ચારીએ.

શી વાત કરો છો ?

આ વાક્ય પ્રશ્નાર્થ છે. જરા વિચાર કરતાં સમજાશે કે વાક્યમાંનો પહેલો શબ્દ "શી" પહેલેથી જ ઉંચે સૂરે બોલાય છે, એટલું જ નહિં સમસ્ત વાક્ય સ્હેજ ઉચે સૂરે બોલાય છે. આવી જાતની સૂરની હલક વાક્યોમાં સ્પષ્ટ સંભળાય. એટલે અમે એને **વાક્ય-ભાર** અથવા **વાણીભાર** કહેવું યોગ્ય ધાર્યું છે.

## ૧૩. વિસર્ગ

દુઃખ જેવા શબ્દોમાં સંસ્કૃત વિસર્ગ આજે પણ આપણે વાપરીએ છીએ. આ વિસર્ગ ક્યાંથી ઉદ્ભવ્યો તે નક્કી કરવાનું આ સ્થાન નથી; પણ એટલું તો જરૂર કે જે જે સ્વર પછી એ

આવે છે, તેનો એક વિશિષ્ટ ઉચ્ચાર બની રહે છે. જે સ્વર પછી એ આવે છે એનો સ્વાભાવિક ઉચ્ચાર નહિં કરતાં આપણે સહસા અટકી પડવું પડે છે; એટલે કે સ્વરનાળમાંથી આવતી હવાને એકદમ બંધ કરી દઇએ છીએ. આવા વિસર્ગ–સ્વરો આર્યભાષાઓમાં બીજે પણ મળે છે. વળી જર્મનભાષામાં આ વિસર્ગ જેવું જ કાંઇ સ્વરોચ્ચારના પ્રારંભમાં પણ આવે છે. વિસર્ગમાં જેમ સ્વરોચ્ચાર પછી તરત સ્વરનાળનું દ્વાર બંધ કરી દઇએ છીએ એવી જ રીતે સ્વરોચ્ચાર પહેલાં સ્વરનળને સહસા ઉઘાડીએ તો આવો ઉચ્ચાર સંભળાય.

## ૧૪. વ્યંજનોચ્ચારભેદ

ગૂજરાતી અને અંગ્રેજીના તે જ વ્યંજનના ઉચ્ચારમાં પ્રભેદ પડે છે. આવા ઉચ્ચારભેદનું એક મોટું કારણ તે એમાં વપરાતી સ્નાયુશક્તિ. યુરપીય અને ભારતીય આર્યભાષાઓના વ્યંજનોચ્ચારમાં આ મોટો ભેદ છે. યુરોપના લોકો જેટલા જ જોસથી આપણે ઉચ્ચાર નથી કરતા. અંગ્રેજી ક્, ચ્, ટ્, પ્ આપણને ખ્, છ્, ઠ્, ફ્ જેવા સંભળાશે. વળી એક જ ભાષામાં બધા જ વ્યંજનો માટે સરખી સ્નાયુશક્તિ નથી વપરાતી. ગૂજરાતી ક્, ચ્, ટ્, ત્, પ્-માં ગ્, જ્, ડ્, દ્, બ્ કરતાં વધારે સ્નાયુશક્તિ વપરાય છે. આ ભેદ ગૂજરાતીમાં તો ઘોષ અઘોષના ભેદ સાથે ભળી જતો લાગે છે; અને એને લીધે જ ઘોષ અને અઘોષ વ્યંજનોને " સુંવાળા " અને " કઠણ " ઉચ્ચાર ગણવામાં આવે છે, પણ ગૂજરાતીમાં ખ્, છ્, ઠ્, થ્, ફ્,–ને વધારે સુંવાળા કહેવાય કે ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્–ને તે પ્રશ્ન ચર્ચાસ્પદ છે.

અહિં એક હકીકત ધ્યાનમાં લીધા જેવી છે. જર્મનને મળતી

યુરોપની કેટલીક ભાષાઓમા "ડ્" અને "ભ્" જેવા કોઈ વ્યંજનો છે જ નહિં. કોઇ જર્મન જ્યારે આ ઉચ્ચારો કરવા જાય છે ત્યારે આપણને "ડ્હ્" અને "બ્હ્" સંભળાય છે. વળી કોઇ જર્મન જ્યારે શબ્દને અંતે "ડ્" કે "ગ્" ઉચ્ચાર કરે છે, ત્યારે તે "ટ્" અને "ક્" રૂપે જ સંભળાય છે. આનું કારણ એ છે કે જર્મન શબ્દોચ્ચાર સ્વરનાળના ઢાકણ તદ્દન ખુલ્લા રાખી કરાય છે. આથી કરીને જ્યારે કોઇ જર્મન "ડ્" અને "ભ્" જેવા ઘોષ-વ્યંજનો બોલવા પ્રયત્ન કરે છે ત્યારે સ્વર-નાળના ઢાકણનું, ઘોષતંત્રીઓનું, કંપન મોડું થાય છે, ને આપણને "ડ્" અને "ભ્"ને બદલે "ડ્હ્" અને "બ્હ્" સભળાય છે, "ડ્" અને "ગ્"નું "ટ્-ક્" સંભળાવું પણ આ કારણને લીધે છે.

આ પ્રકરણ પુરૂં કરતાં પહેલા ઉચ્ચાર ગણનામા કદાચ ન પણ આવે એવા થોડાક મુખશબ્દોને તપાસી લઇએ. ગ્રામ્ય ગૂજ-રાતીમાં ના પાડતી વખતે ડચકારો બોલાવાય છે. આ ડચકારાનુ ઉદ્ભવ સ્થાન ક-ઉચ્ચારના ઉદ્ભવનું જ છે. ક્રિયામાં ફેર માત્ર એટલો જ છે કે ડચકારો બોલાવતા હવાને બહાર ન વછોડતાં પાછી ખેંચીએ છીએ. જેટલા વ્યંજન તેટલા ડચકારાના પણ પ્રકાર થાય. ગૂજરાતીમાં ખેદજનક આશ્ચર્યની લાગણી ત્-કે સ્નો ડચકારાથી દર્શાવાય છે.

## પ્રકરણ ૨ જું

—∞—

## ઉચ્ચાર-પરિવર્તન

### ૧. પરિવર્તના કારણો

શક્ય ઉચ્ચારો અસંખ્ય છે. બધા જ ઉચ્ચારો કોઇ એક ભાષામાં મળતા નથી. એટલા બધા ઉચ્ચારોની કોઇ ભાષાને જરૂર પડે પણ નહિ ભૂમિકામા આપણે એક જગ્યાએ કહ્યું કે ભાષા મનુષ્ય જીવનને આધારે નભે છે મનુષ્યની જરૂરીયાત પુરતો જ ભાષાનો ઉપયોગ છે. એટલે જ બધા શક્ય ઉચ્ચારો કોઇ એક ભાષા વાપરતી નથી. પણ સાથે સાથે આપણે એ પણ યાદ રાખવાનું છે કે આપણી ભાષાના ઉચ્ચારો જ માત્ર બીજી ભાષામાં વપરાય છે એવું નથી. અને આપણી પોતાની ભાષામાં જેટલી ઉચ્ચાર-સંજ્ઞાઓ છે તેટલા જ ઉચ્ચાર છે એમ માનવું એ પણ ભૂલ ભરેલું છે. ઉચ્ચાર-પરિવર્તનનો વિચાર કરતાં લેખિત ભાષાથી આપણે ભોળવાઇએ નહિં એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

કોઇ અપરિચિત ભાષાના શુદ્ધ ઉચ્ચાર કરવાની મુશ્કેલી બીજી કોઇ ભાષા શિખનારને તરત જ જણાય છે. કોઇ મરાઠીને ગૂજરાતી બોલતા સાંભળતાની સાથે જ આપણે કહી આપી શકીએ કે બોલનાર ગૂજરાતી નથી. પછી વ્યાકરણની દૃષ્ટિએ ભલે તે ગમે તેટલું શુદ્ધ બોલે. એનું કારણ એ છે કે કોઇ પણ પરભાષાના શુદ્ધ ઉચ્ચાર કરવા જતા માણસને એનું સમગ્ર ઉચ્ચારતંત્ર બદલાવવું પડે. મરાઠી અને ગૂજરાતી જેવી છેક નજીકની ભાષામાં પણ આવી મુશ્કેલી નડે છે, ત્યારે બીજી દૂરની ભાષાઓનું તો

પૂછવું જ શું ? કોઇ અંગ્રેજને હિંદી બોલતા સાંભળીએ છતાંયે તે હિંદી બોલે છે કે અંગ્રેજી તે તરત જ કહેવું મુશ્કેલ થઇ પડે છે. આ કથનમાં અતિશયોક્તિ નથી. દરેક ભાષામાં એક પ્રકારની ખાસ ઉચ્ચાર–પદ્ધતિ નિર્માણ થઇ જાય છે. તે તે પદ્ધતિ અનુસાર તે ભાષા બોલનાર લોકોના ઉચ્ચારતંત્રને એક તરેહની તાલીમ મળે છે, અને પછી પરભાષા ગમે તેટલી કાળજીથી શીખ્યા છતાં ઉચ્ચારસ્ખલન ઘટે છે. શુદ્ધ ઉચ્ચાર સહિત પરભાષા બોલતાં આપણને જે શ્રમ પડે છે તેટલો શ્રમ માતૃભાષા બોલતા કદી ન પડે. શુદ્ધ ઉચ્ચાર સહિત અંગ્રેજી બોલતાં કેટલો શ્રમ પડે છે તે દરેક ગૂજરાતી સમજશે.

બચપણથી જે ઉચ્ચારપદ્ધતિ મનુષ્ય સ્વીકારે એને અનુકુળ એનું સમગ્ર ઉચ્ચારતંત્ર બની રહે. પ્રત્યેક ભાષાની ઉચ્ચારપદ્ધતિમાં જે એક જાતનું સામંજસ્ય અને સંવાદ હોય છે તે ઉચ્ચાર તંત્રના આવા ઘડતર ઉપરથી થાય છે. એક ઉચ્ચાર ઉપરથી બીજા ઉચ્ચાર પર જતાં સમગ્ર ઉચ્ચારતંત્ર અમુક જ વળણ લે છે. માતૃભાષામાં આ એટલું તો સ્વાભાવિક બની રહે છે કે આપણને એનું ભાન પણ નથી હોતું.

છતાંયે ઉચ્ચારપદ્ધતિ ઘડાયા પછી પણ તે જેવી ને તેવી નથી રહેતી. જો એમ હોત તો આજની ઉત્તર હિંદની સર્વ ભાષાઓના ઉચ્ચાર સરખા હોત. ઉચ્ચારપરિવર્તનના કારણો અનેક હોય છે.

બાળક જ્યારે ભાષા બોલતાં શીખે છે ત્યારે અનુકરણ દ્વારા શીખે છે. જે ભાષાની ઉચ્ચારપદ્ધતિ બાળક આ વયે પોતાની કરી લેવા મથે છે, એનો સંપૂર્ણ અધિકાર મેળવતાં પહેલાં તે અનેક ભૂલો કરવાનું. જે ઉચ્ચારો તે સાંભળે છે તેને બોલીને–

અને ફરી ફરી બોલીને–બાળક શીખે છે, પોતાની ભૂલો સુધારે છે. પણ ભાષા શીખવામાં તે ભાષાના પ્રાથમિક ઉચ્ચારોને જુદા જુદા તે નથી જ શીખતું; એટલે કે બચપણમાં બાળક છૂટા ઉચ્ચાર નથી શીખતો પણ સમગ્ર ઉચ્ચારપદ્ધતિ આયત્ત કરે છે. આમ કરવાં જતા ભૂલો થાય તે સ્વાભાવિક છે. એ ભૂલોને બાળક પોતાને શુદ્ધ લાગે ત્યા સુધી સુધારવાનું. આવા પોતાની મેળે જ સુધારેલા ઉચ્ચારોને છેવટ શુદ્ધ લાગે ત્યારે તે વારંવાર બોલવાનુ. અને અંતે એની ઉચ્ચારશક્તિ એટલી સ્વાભાવિકતા પ્રાપ્ત કરવાની કે તે તેની પોતાની જ બની રહે.

આવી રીતે આયત્ત કરેલી ઉચ્ચાર પદ્ધતિ બાળકની પોતાની જ રહે, અને એ પદ્ધતિમા અને એના મોટેરાંઓની પદ્ધતિમાં સ્હેજસ્હાજ ઉચ્ચારભેદ રહેવાનો. સમગ્ર ઉચ્ચાર પદ્ધતિના આવા અનુકરણમા થોડો ઘણો પણ ફેર ન પડે એ અશક્ય છે. કોઇ ખાસ ઉચ્ચારમાં એકાદ અવયવ ઓછે અંશે કામ કરે કે સ્હેજ વધારે પડતો ભાર મૂકી દે એ સ્વાભાવિક છે. આમ થયે એક પેઢીથી બીજી પેઢીએ ઉતરતી ભાષામાં સ્હેજસ્હાજ ફેર પડવાનો. શરૂઆતમાં આવા ફેરફાર ધ્યાનમા પણ ન આવે, પરંતુ લાંબો સમય જતાં એના પરિણામ જણાય. ઉચ્ચારપદ્ધતિમા પડતાં આવાં આબડાને સાંધવાનો ઉપાય નથી. એટલે શરૂઆતમાં સૂક્ષ્મ જણાતાં પરિવર્તનો આખી ઉચ્ચાર–પદ્ધતિને બદલી કાઢે છે.

ઉપર કહેલાં એવા પરિવર્તનો બાળક જાણી બૂજીને નથી કરતું. બાળક સમજે કે પોતાના ઉચ્ચારમાં કાંઇ ખામી રહી જાય છે તો જરૂર તે સુધારવાનો પ્રયત્ન કરે; પણ આવાં અજાણતા થતાં સ્ખલનોથી જ ભાષામાં પરિવર્તન ટકી જાય છે. એક વખત ટકી ગએલા પરિવર્તનને પાછું વાળવું અભંભવ છે કારણ એ કાંઇ ભાષામાં નવીનતા આણવા નથી થતું. એ પરિવર્તન ભાષાના

વિકાસ રૂપે જ આવી પડે છે; પછી ભલે આપણે એને વિકાર કહીએ.

દરેક ભાષાની ઉચ્ચાર પદ્ધતિમાં આવાં પરિવર્તનને પ્રોત્સાહક તત્વો હોય છે. એનાં ઉપરથી પરિવર્તનની દિશા નક્કી કરવી ભાષા વિજ્ઞાનીને માટે સ્હેલું છે. કોઇ પણ ભાષાની ઉચ્ચાર ક્રિયાને ધ્યાનમાં રાખી આપણે તે ભાષાની ઉચ્ચાર પદ્ધતિનો ભૂત–અને થોડે અંશે ભવિષ્યનો પણ–ઇતિહાસ કહી શકીએ. આજના ગૂજરાતીના ઉચ્ચારવળણ ઉપરથી ભવિષ્યની ગૂજરાતીના ઉચ્ચાર ઘણે અંશે કહી શકાય.

ઉચ્ચાર પરિવર્તનનું ઉપર જણાવેલ કારણ તે બાહ્યકારણ, હોવા છતાં એને સ્વાભાવિક કારણ ગણવું જોઇએ. કારણ ભાષાને સ્વાભાવિક રીતે જ કોઇ પણ જાતની સતતા વિના એક પેઢીથી બીજી પેઢીએ ઉતરવું પડે છે. વળી ઉચ્ચાર પરિવર્તનના ઐતિહાસિક કારણો પણ હોય. આજની ગૂજરાતીમાં ફારસી " ઝ " અને " ફ " સ્થાન કરી રેલા છે. એમને વળી અંગ્રેજી અસરે સબળતા આપી છે. એટલે મૂળ ગૂજરાતી અલ્પઘર્ષણાત્મક " ઝ " અને " ફ " જતે દહાડે જો પૂર્ણઘર્ષણાત્મક બની જાય તો નવાઇ નહિં, એવું જ કાંઇક " ઘ " અને " થ "નું પણ બને તે કલ્પી શકાય તેવું છે. આવા ઐતિહાસિક કે આકસ્મિક ઉચ્ચાર –પરિવર્તનનું ઉદાહરણ આપણા ટ, ઠ, ડ ઢ, ણ છે, એના બે પ્રકારના ઉચ્ચારો છે તે આપણે વ્યંજન વિચાર કરતાં જોયું. "આર્ય" ભાષા ઉપર થએલી " અનાર્ય " અસરનું આ પરિણામ છે તે નિર્વિવાદ છે.

## ૨. અક્ષરો અને વાક્–શબ્દ

ઉચ્ચાર પરિવર્તનના ઉપર ચર્ચેલાં કારણો બાહ્ય છે. એમાનૂ

એક સ્વાભાવિક છે, જ્યારે બીજું આકસ્મિક છે. ઉચ્ચાર પરિવર્તનના ભાષામાં અંતર્હિત રહેલાં કારણો તરફ વળીએ.

બાળક ભાષા બોલતા શીખે છે તે અક્ષર સમુહના પોતાને આવડે તેવા ઉચ્ચાર કરીને. શબ્દને શબ્દ તરીકે ઓળખતું બાળક બહુ મોડેથી થાય છે. એ પહેલાં તે અક્ષરને ઓળખે છે. આ વાતનો પુરાવો વેદના છંદોમાં પણ છે; ગૂજરાતી પીંગળમાં જેને માત્રામેળ કહેવાયો છે તે પણ માનવમાનસની આ ખાસીયતની સાક્ષી પૂરે છે. ત્યારે ભાષામાં અક્ષરનું સ્થાન નક્કી કરી લઇએ.

ભૂમિકામાં આપણે વાકયને શબ્દોનું બનેલું જોઇને જ અટક્યા હતા. હવે આપણે એ વાકયને ભાષા શીખતા બાળકની દૃષ્ટિએ જોઇએ. એટલે કે વાકયને અક્ષરોનું બનેલું સાભળવું પડશે. પણ અક્ષર એટલે શું ? અક્ષરનું વર્ણન આપી શકાય:—

સાધુ ગૂજરાતી " કયાં ગયો હતો ? "–નું એક બોલાતું રૂપ લઇએ. " કયાં ગયો'તો " અથવા " કયા ગીઓ'તો ત તે તેનું બહુ પ્રચલિત બોલાતું રૂપ છે. અને કાઠિયાવાડીને તો એ વિષે કાંઈ કહેવું પડે એમ છે જ નહિં.

મૂળ વાકયમાં જ્યાં પૂર્ણ પાંચ અક્ષરો છે તેના ઉચ્ચારિત સ્વરૂપમાં ત્રણ જ પૂર્ણ અક્ષરો છે. આ વાકયમાં " હ " લોપ પામ્યો છે એટલું જ નથી. " ગીઓ "નો બોલતો ઉચ્ચાર પણ એકાક્ષરી ઉચ્ચાર જ છે. એ સમજવું અઘરું છે, પણ પ્રયત્ન કરીએઃ—

કયાં | ગ | યો | હ | તો |

એ વાકયને માત્રા આપી આપી બોલી જુઓ. દરેક અક્ષરને સરખી માત્રા આપવા જતાં ઉચ્ચાર ગૂજરાતી નહિં રહે. ત્યારે લખાય છે એમ બોલાતું નથી એટલું તો ચોક્કસ. હવે આ જુઓ–

કયાં | ગયો | તો | અથવા; કયાં | ગીયો | તો |

વાકયને માત્રા આપી બોલતાં એ સ્વાભાવિક ગૂજરાતી લાગશે.

ઉપર આપેલું પૃથક્કરણ સર્વાંગસુંદર છે એવો અમારો દાવો નથી. પ્રત્યેક અક્ષર કયાં શરૂ થાય અને કયાં લોપ પામે તે માપવું અઘરૂં છે. આજકાલ યુરોપમાં એને માટે અતિ સૂક્ષ્મ યંત્રો વપરાય છે. પરંતુ એટલું તો ચોક્કસ કે આપણી ભાષામાં ઉચ્ચારિત અક્ષરનું માપ માત્રાથી જ કાઢી શકાય. અને બાળક એવી જ રીતે અક્ષરો સાંભળે છે. લેખિત ભાષાનું એને ભાન નથી હોતું.

### ૩. વાક્-શબ્દ

ભાષા બોલતી વખતે સ્વરનાળમાંથી હવાનો પ્રવાહ સતત નીકળ્યા જ કરે છે. આ પ્રવાહ એક સરખો નથી હોતો. ગળાનાં સ્નાયુઓની ટેવ મુજબ એ પ્રવાહ ધીરો કે ગતિવાન બને છે. આથી કરીને વાણીમાં ડોલન નીપજે છે. દરેક ભાષામાં આ ડોલન સ્વયંભૂ હોય છે; અને પ્રત્યેક ભાષામાં કોઇ એક પ્રકારનો વિશિષ્ટ છંદ સમાયેલો છે. આવી જાતના વાણી-છંદને અર્થ સાથે મેળ હોય જ એવું નથી; પણ સામાન્યતઃ એવું બને છે.

સંપૂર્ણ નહિં તો કાંઇક અંશે આ છંદગતિ ઉપરથી વાક્-શબ્દને માપવું શકય છે. છંદ અને અર્થનો મેળ ન પણ મળે. આ જુઓઃ—

મુંજ જી | વન આ | પ્રભુ તું | થી ભરૂં |

ઉપર ટાંકેલી કવિતાની લીટી ત્રિ-અક્ષરી ચાર વાક્-શબ્દોની બનેલી છે, એમ કહે વાંચક વાક્-શબ્દનો અર્થ સમજી શકશે. એવી જ રીતે કોઇ પણ ગદ્યના નમુનાને એના વાક્શબ્દોમાં વહેંચી શકાય. પણ એમાં બોલનારની ખાસીયતને વધારે સ્થાન મળે તે

સ્વાભાવિક છે. ઉંધું જોતા વાક્–શબ્દ વક્તાના માનસનુ ઉદ્‌ઘાટન કરે છે. ડોલન વિનાની ભાષામાંથી કાંઇ પણ અર્થ કાઢવો રહેલું નથી. કવિઓ કહે છે કે છંદ વિનાની ભાષા તે ભાષા જ નથી. આ કથન બહુ અંશે સત્ય છે. પણ એક વાતથી સાવધાન રહેવું જોઇએ. ડોલન વાણીમા રહેવું છે; ભાષામાં નહિં. ભાષામાં આપણે શબ્દોના ભાગલા પાડીએ છીએ. પણ એ શબ્દોને અનુસરી બોલતા નથી. નહિં તો દરેક શબ્દને અંતે મરખુ અટકવું પડેઃ—

હુ | જાઉં | છું | અથવા, તે | ગયો | હતો | એમ મરખે સરખે અંતરે દરેક શબ્દનો ઉચ્ચાર કરીએ તો વાણી હાસ્યકર નીવડે. આપણી નીશાળોમાં ડીકટેશન આવી અસ્વાભાવિક રીતે લખાવવું પડે છે. એનું કારણ એ જ છે કે ભાષાના ટુકડા અને વાણીના ટુકડા એક નથી હોતા. વ્યાકરણ–શબ્દ અને વાક્–શબ્દ બન્નેને નિરાળું જ અસ્તિત્વ હોય છે એને લીધે વાક્–પરિવર્તન ઘટે છે.

## ૪. વાક્–પરિવર્તન

ઉપર આપણે જોયું કે વાક્–શબ્દને નિરાળુ અસ્તિત્વ હોય છે. અને તે અક્ષરોનો બનેલો હોય છે. આવા એકાદ વાક્–શબ્દના અક્ષરો એક બીજા સાથે અથડામણમાં આવી એક બીજા પર પોતાનો પ્રભાવ પાડે ત્યારે વાક્–પરિવર્તન ઘટે.

“ સાત મણી ” અને “ બેન આવી ” જેવા ગુજરાતી વાકયોમાં “ ત્ ” અને “ ન્ ”ના ઉચ્ચારો અસ્ફુટ રહે છે. ગુજરાતી ભાષામા દરેક અંત્યસ્થ અ–અંત અક્ષરનો ઉચ્ચાર હળવો કરાય છે. એટલે “ માત્રાણી ” અને “ બેનાવી ” જેવું કંઇ

સંભળાય તેમાં નવાઈ નહિ. સાથે સાથે એટલું પણ કબુલ કરવું જોઇએ કે બોલનારના મનમાં " સાત " અને " રાણી " અને " બેન " અને " આવી " એવા જુદા જુદા શબ્દો હોય છે ખરા.

હવે એક જ ડગલું આગળ જઇએ. બજારમાં જતા કોઈ પણ મહારાજને સાંભળીશું તો તે " અચ્છેર " શાક લેશે. " અચ્છેર "માં અધ્+શેર એવા બે ભિન્ન તત્વો છે એમ બોલનારના ખ્યાલમા ભાગ્યેજ આવશે. એ તો બચ્ચપણથી જ "અચ્છેર" શબ્દથી પોતાની જરૂરીઆત વ્યક્ત કરતાં શીખ્યો હોય છે. આ " અચ્છેર " તે વાક્–પરિવર્તનૈ ઉપજાવેલો ભાષાનો એક જ શબ્દ છે. કોઈ પણ શબ્દકોષકાર આવા શબ્દને અવગણી શકે નહિ. એમ કરે તો ભાષાઅભ્યાસીને ભાષા સમજવી મુશ્કેલ થાય. માટે જ ઉપર કહ્યુ કે વાક્–શબ્દ અને એમાં થતાં આંતરિક પરિવર્તનો ભાષાસૃષ્ટિના પ્રબળ તત્વો છે, " અચ્છેર " શબ્દ કેવી રીતે બન્યો તેનાં બધાં પગથીઆં અહિં બતાવવાનો અવકાશ નથી. પરંતુ ભાષા–પરિવર્તનની એક ધારા સમજવા પૂરતું અહિં એટલું જ કહી રાખીશું કે વાક્–શબ્દને અધૂરો ઉચ્ચારતાં પણ એનો અર્થ સમજાઇ જાય તો એને પૂર્ણ કરવાની તસ્દી માણસ ન લે; અને શબ્દનો પૂર્ણ ઉચ્ચાર ન કરતાં " ફાવે તેવો " ઉચ્ચાર કરીને કામ પતાવે. એને લીધે, " ચતુર્માસ " ઉપરથી " ચોમાસું " નીપજે છે.

ભાષામાં સ્ફુટ અને અસ્ફુટ ઉચ્ચારો વિષે ઉપર કહેવામાં આવ્યું છે. અસ્ફુટ ઉચ્ચારો સાંભળનારને કાને પહોંચે ન પહોંચે એવી સ્થિતિમાં હોય છે; સ્ફુટ ઉચ્ચારો તો સંભળાવાના જ. –આમ સંભળાવું ન સંભળાવાનો પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય

જ્યારે બે પ્રકારનું વલણ ઉચ્ચારમાં પરિવર્તન આણવા મથે. કાંતો બોલનાર માણસ ઉચ્ચારને આળસમાં ગળી જાય, અથવા અસ્ફુટ ઉચ્ચાર સંપૂર્ણ સંભળાય એની કાળજી રાખી સ્ફુટ ઉચ્ચાર કરે. સંસ્કૃત શબ્દ " કર્મ " લઇએ. કર્મનો સાધારણ બંગાળી ઉચ્ચાર " કમ્મ " છે; અને સાધારણ ગૂજરાતી ઉચ્ચાર " કરમ " છે. બન્નેમાં પરિવર્તનને સ્થાન છે. પહેલામા " ર્ " અસ્ફુટવ્યંજન લોપ પામી " મ્ "ને પૂર્ણસ્ફુટ કરે છે, અને બીજામાં " ર્ " સ્ફુટ થઇ અને " અ "–સ્વરને શબ્દમા ઘસડી લાવે છે. પહેલી જાતના પરિવર્તનને **વ્યજનલોપ** કહીએ તો બીજી જાતનાને **સ્વર–પ્રસાર** કહી શકાય. અધુ+શેર = અચ્છેર પણ વ્યંજન લોપનો નમુનો છે. જોડાક્ષર "ચ્છ "થી ભોળવાઇ જવાનું નથી. " ચ્છ " તે " છ્ "ને સ્ફુટ કરતી સંજ્ઞા માત્ર છે.

અસ્ફુટ અને સ્ફુટ ઉચ્ચાર એક બીજામા ભળી જવાનો ભય ઉપસ્થિત થતા વાણીમા એક ત્રીજાજ પ્રકારનું પરિવર્તન થાય છે. સંસ્કૃતમાં પશ્ચાત્ + ગામી = પશ્ચાદ્ + ગામી એમ થાય છે. અઘોષ " ત્ "ને ઘોષ " દ્ " કરી દેવાથી " ગ્ " પહેલાંનો " દ્ " ઉચ્ચાર સુસ્પષ્ટ સાંભળી શકાય આવા પરિવર્તનને **ભેદ–પ્રકાશ** પરિવર્તન કહીએ.

કોઇ પણ ભાષામાં અઘરા ઉચ્ચાર કયા ગણવા તે તે ભાષાની સમગ્ર ઉચ્ચાર પદ્ધતિ ધ્યાનમાં લીધા પછી જ નક્કી થાય. ભાષાના બંધારણને સંપૂર્ણ સમજ્યા પહેલાં એવા ઉચ્ચારને સમજવા રહેલું નથી. સંસ્કૃત " વિશ્રી "નો બંગાળી ઉચ્ચાર " બિચ્છિ્રૂ " અથવા બિચ્છિરિ " કોઇ ગૂજરાતીને સ્હેલો નહિં પણ વધારે અઘરો લાગે તો એનું કારણ એટલું જ કે ગૂજરાતી ઉચ્ચાર પદ્ધતિ બંગાળી ઉચ્ચાર પદ્ધતિથી ભિન્ન છે.

તો પણ ઉચ્ચારોત્પાદક શરીરતંત્રને જોતાં આપણે જરૂર કહી શકીએ કે કેટલાંક ઉચ્ચારો સ્વભાવથી કઠણ છે. આવા ઉચ્ચારોને ભાષાશાસ્ત્રીઓએ **અધ્રુવ ઉચ્ચાર સમુહો** કહ્યા છે. એવા સમુહો દરેક ભાષામાં લોપ પામવાના. પરંતુ ભિન્ન ભિન્ન ભાષામાં એના પરિવર્તન પણ ભિન્ન હોય છે.

સંસ્કૃત વૈયાકરણીઓએ આવા અધ્રુવઉચ્ચાર સમુહો માટે કેટલાક સંધિના નિયમ કરેલા. વાક્-શબ્દ "સત્ + નારી"માં ઉચ્ચારસમુહ "ત્ + ન" અધ્રુવ છે. "ત્" અને "ન્"નું ઉદ્‌ભવસ્થાન એક જ હોઇ "ત્"નો "ન્" થતા વાર નથી લાગતી. "પ્રયત્ન" જેવા શબ્દમાં આ ઉચ્ચાર માણસ કાળજી-પૂર્વક કરે છે. પણ સંસ્કૃત સંધિ "સન્નારી" બતાવી આપે છે કે સંસ્કૃત જેવી સાધુભાષા પણ આવા પરિવર્તનો અટકાવી શકતી નથી; અને અસ્ફુટ ઉચ્ચાર "ત્" સ્ફુટ અનુનાસિક "ન્" સાથે ભળી જઇ પૂર્ણસ્ફુટ "ન્ન" બનાવે છે. પરંતુ "ત્ન", "ન્ન" જ એવું કશું નથી. જુદી જુદી ભાષાઓના માર્ગ જુદા હોય છે. અધ્રુવસમુહ "ત્ન" "યત્ન" શબ્દમાંથી ગૂજરાતી "જતન" રૂપે ઉતરે છે. ગૂજરાતી બોલનાર ઉચ્ચાર-સરળતા-માટે "ત્" અને "ન્"ની વચ્ચે "અ" ઉમેરે છે.

એક જ વાક્-શબ્દમાં એકમેકથી દૂર પડેલા એવા અક્ષરોની હરિફાઇથી પણ ઉચ્ચાર પરિવર્તન થઇ છે. ગૂજરાતી શબ્દ "બિલા-ડીનુ" મૂળ સંસ્કૃત "બિડાલ"માં છે. એટલે કે પાછળના "લ", એ "ડ"નું સ્થાન લઇ લીધું છે. વળી ગૂજરાતીમાં "ડૂબવું" "બૂડવું" એવા એક જ શબ્દના બે ઉચ્ચાર છે. આવા પરિવર્તનો **ભૂલ-શ્રવણ** અથવા **ભૂલ-ઉચ્ચારસુથી** થાય છે. એને **અક્ષર-પલટ** એવું નામ આપી શકાય.

એક જ વાક્-શબ્દમાં આવતા અક્ષરો વળી એક બીજા ઉપર જુદીજ જાતની અસર કરે છે ગૂજરાતીમાં "ભેંશ" તે "મહિષ"-સંસ્કૃતનું રૂપાંતર છે. પાછળના "હ્" એ આગળના "મ્" ઉપર જે અસર કરી છે તેનું પરિણામ ચોકખું છે. એવી જ રીતે ગ્રામ્ય ગૂજરાતીમાં "બ્રાહ્મણ"નું "ભામણ" થાય છે. એથી ઉલટું "અધિક"-માંથી "અદકું" તે એથી બરાબર વિપરીત અસરને લીધે છે. બંગાળી ભાષામાં આવા પરિવર્તનનો એક જળહળતો દાખલો છે. સંસ્કૃત "ઓષ્ટ"નું બંગાળી રૂપ "ઠોંટ" છે. આવા પરિવર્તનને આપણે **અક્ષર-અસર** કહીએ.

હવે **અક્ષરલોપ** તરફ વળીએ. ગૂજરાતી "ફડફડાટ" "ફફડાટ" "ખડખડવું" "ખખડવું" ઇત્યાદિ અક્ષરલોપના નમુનામાં ગણાવી શકાય. સંસ્કૃત "ચતુશ્ચત્વારિંશત્" ઉપરથી "ચુમાલીસ" આવા અક્ષરલોપને આભારી છે ફારસી "દસ્તખત" ઉપરથી "દસ્કત" તે તો થોડાજ વર્ષો ઉપર થયેલા અક્ષરલોપનો નમુનો છે

ઉપરનાં બધાં પરિવર્તનો વાક્-શબ્દના અક્ષરોમાં પ્રાધાન્ય મેળવવાની હરિફાઇનાં પરિણામ છે વળી બીજા એક કારણને લીધે પણ પરિવર્તન ઘટે છે. જેને અમે **અક્ષરભાર** કહ્યો એ પણ આવાં પરિવર્તનોમાં ઘણો મોટો ભાગ ભજવે છે. વળી અક્ષરસ્વભાવ અને વાક્-શબ્દમાં એને મળેલા સ્થાનને લીધે પણ વાક્-પરિવર્તન ઘટે.

શબ્દલોપને અટકાવતી એવી કેટલીક ધારાઓ તરફ હવે વળીએ. વાણીમાં જ્યારે અક્ષરોની હરિફાઇ ચાલે ત્યારે બોલનાર અક્ષરોની ઉપયોગીતા તરફ વધારે ધ્યાન આપનારો. 'ભાતભાતના પકવાન"મા અક્ષર-લોપ નથી થતો પણ "કકડતી ઠંડી'માંથી એક "ક" ઉડી જાય છે; એનું કારણ એ હોય કે બોલનારને મન બન્ને 'ભાત"ના ઉચ્ચાર ઉપયોગી છે જ્યારે બન્ને "કડ"ને પુરા બોલ-

વાની ઉપયોગીતા એને નથી લાગતી. વળી આપણે જોઇએ છીએ ગુજરાતી 'ચુમાલીસ" અથવા બંગાલી "ચુઆલ્લીશ" એક "ચ"ને જેટલી સ્હેલાઇથી જતો કર્યો છે એટલી સ્હેલાઇથી ગુજરાતી "તેતરીસ' કે "તેત્રિશ' માંથી બીજા "ત"ને જતો નથી કર્યો. અહિં બોલનારને મન બન્ને "ત"ની જરૂર છે. નહિં તો ગુજરાતી "તરીસ" અથવા "ત્રીસ" કે બંગાળી "તિરિશ" સાથે ગોટાળો થવા સંભવ છે આવી જાતના કેટલાંક માનસિક કારણો ઘણીવાર ભાષા પરિવર્તનને અટકાવી રાખે છે.

ત્યારે આપણે જોયું કે ઉચ્ચારતંત્રનાં ભિન્ન ભિન્ન અવયવોની હરિફાઇ કે આળસ વાક્-શબ્દના પરિવર્તનનું મુખ્ય કારણ છે. વળી પ્રત્યેક ભાષામાં કેટલાક ઉચ્ચારો ધ્રુવ તો કેટલાક અધ્રુવ હોય છે. એ ઉપરાંત વાક્પરિવર્તનમાં બોલનારનું માનસ ઘણો મોટો ભાગ ભજવે છે; અને વાક્-તંત્રનો મેળ બોલનારના માનસ સાથે ન મળવાને લીધે વાક્-પરિવર્તન ઘટે છે. કદી કદી માલુમ એકાદ અક્ષરોચ્ચારને વધારે પડતું પ્રાધાન્ય આપી દે છે, તો કદી કદી એનું ધ્યાન એક અક્ષરથી બીજા અક્ષર પર દોડી જાય છે. વળી મોટે ભાગે માનસિક શૈથિલ્યને પરિણામે ઉચ્ચાર-શૈથિલ્ય જન્મે છે. માનસિક અવસ્થાને જ આભારી આવા પરિવર્તનો હોય છે એનો સબળ પુરાવો તે એમાં રહી જતા અપવાદો. આવા વાક્-પરિવર્તનનો અભ્યાસ કરવામાં પ્રત્યેક ભાષાની ઉચ્ચારપદ્ધતિનો ઝીણો અભ્યાસ કરવો જરૂરનું છે; અને એ અભ્યાસમાં માનસશાસ્ત્રને પુરતુ સ્થાન મળવું જોઇએ એટલુંજ કહીને આ વિભાગ સમાપ્ત કરીએ. આ પુસ્તકનો ઉદ્દેશ ભાષાવિજ્ઞાનમાં પ્રવેશ કરાવવા પુરતો જ છે; નહિં કે કોઇ વિશિષ્ટ ભાષાનો ઇતિહાસ આપવાનો.

---

# પ્રકરણ ૧ લું



## વાગર્થ

### ૧. વાણી અને ભાષા

પહેલા ભાગમાં આપણે ઉચ્ચાર અને વાક્-શબ્દનો અભ્યાસ કર્યો. તેમ કરવામાં અર્થ ઉપર લક્ષ નથી આપ્યું. પરંતુ ભાષા તો વાણી અને અર્થ એની બનેલી છે. વાણીને વાણી રૂપે સમજતાં ભાષા સમજી ન કહેવાય. વાક્-શબ્દનાં પરિવર્તન નિહાળતાં એકાદ જગ્યાએ આપણે જોયું કે વાક્-પરિવર્તનની ધારાને અર્થ ખાળી શકે. વાક્-પરિવર્તન થતાં અર્થનો અનર્થ થઇ જતો હોય તો જરૂર એ પરિવર્તનને અટકવું પડે. ત્યારે આગળના ભાગમાં આપણે કરેલો અભ્યાસ એકતરફી ખરો.

આપણે ન જાણતા હોઇએ એવી કોઇ ભાષા બોલાતી સાંભળતા આપણને અક્ષરસમુહો જ સંભળાય. પણ જો એ ભાષા આપણે જાણતા હોઇએ તો આપણા મનમાં તરત જ અર્થોદ્‌ભવ થાય એટલે કે આપણે વાકયો સાંભળીએ. વાકય એટલે **સાર્થવાણી.** ત્યારે વાકય અને વાક્-શબ્દ તે બે ભિન્ન તત્વો છે એટલું સમજી રાખીએ.

### ૨. ભાષા અને વિચાર

હવે આપણે વિચારક્રિયાને સમજીએ. ખરૂં જોતાં એ કામ માનસશાસ્ત્રીનું છે. પણ આપણે વાકયોમાં વિચાર કરીએ છીએ એટલા પુરતું આપણને પણ એની સાથે લાગે વળગે છે. વિચાર

કરતાં વાચાની જરૂર પડે જ એવું નથી તે સ્પષ્ટ છે. આપણે "મનમાં" વિચાર કરી શકીએ પણ મનમાં વિચાર કરતાં પણ આપણને વાકયોની જરૂર નથી પડતી? વિચાર કરવો તે એક આંતરિક ક્રિયા છે તે ખરૂ, પણ વાકયો વિના સ્પષ્ટ વિચાર થાય ખરો? અંતરમાં ચાલતા વિચારોને પણ વાકય થવુ પડે છે, વિચાર શબ્દદ્વારા કરવો જ પડે એવુ ન હોય તોયે વિચાર શબ્દાનુસાર તો કરવો જ પડે વિચાર કરતા ઘણીવાર આપણે "બોલી નાખીએ છીએ," શા માટે? કારણ આપણે શબ્દાનુસાર વિચાર કરતા હતા

આથી એમ કહેવાનુ નથી કે બધા પ્રકારના વિચાર શબ્દાનુસાર થાય છે. ટેનીસ રમતો ખેલાડી જ્યારે બૉલને આવતો જુએ છે ત્યારે તે પોતાની જાતને આમ નથી કહેતો —

"આ બૉલ ડાબી બાજુએ આવે છે, માટે ડાબી બાજુ ત્રણ પગલાં ભરી એને પહોંચુ"

છતાયે તે વિચાર કરે છે ખરો અને જે વિચાર કરે છે તેને વર્તનમાં પણ મૂકે છે આવા વર્તનમા જે વિચાર નિગૂઢ હોય છે તેની વાત કરવાની આપણને જરૂર નથી એ તો માનસશાસ્ત્રીનું કામ છે એની મરજી પડે ત્યાં એ ભાષામા થતા વિચારોની આણુ માને, પણ કયાઇક તો એ આણ એને માનવી જ પડશે નહિ તો "સાચુ" "જુઠુ" જેવા ભાવદર્શક વિચારોનુ શુ થાય? અને "શું" અને "કેવુ" જેવા શબ્દો વિના વિચાર કયાં સુધી પહોચે? આપણે એટલુ જરૂર કબુલ રાખીએ કે મનુષ્ય ભાષામા વિચાર કરતાં અભ્યાસથી શિખ્યો છે આમા કુદરતે એને સહાય કરી છે, અને આજની સંસ્કૃતિમા જે વિચાર ક્રિયાની જરૂર પડે છે તે શબ્દો વિના થઇ શકે નહિ બીજી રીતે કહીએ તો મનુષ્યની વિચારક્રિયાનું વિશિષ્ટ રૂપ તે ભાષા

### ૩. ભાષા–શબ્દ

શબ્દ તે વિચારનું શરીર છે. પણ એ શરીરના જન્મ પહેલાં પણ માનવમાનસમાં એક તત્ત્વ રહેલું હોય છે. એને આપણે શબ્દ–પ્રતિમા કહી શકીએ શબ્દ–પ્રતિમા અને પ્રતિમા–શબ્દ બે ભિન્ન અર્થમાં વાપરીશું. શબ્દ–પ્રતિમા તે શબ્દનું વિચારદર્શક રૂપ; પ્રતિમા–શબ્દ તે કોઈ પણ સળંગ વિચારનું ઉચ્ચરણીય સ્વરૂપ. એટલે કે શબ્દમાં બે તત્ત્વોનો સમાવેશ થાય છે; વાક્ અને અર્થ વાક્–તત્વ ઉચ્ચારતંત્રની ક્રિયાનું પરિણામ છે; અર્થ–તત્ત્વ વિચાર-ક્રિયાનું પરિણામ છે. એટલે ભાષા માત્ર ભાષાવિજ્ઞાનને જ હસ્તગત નથી. માનસશાસ્ત્રી પણ તેને પોતાના દર્શકયંત્રની નજરે નિહાળી શકે. ભાષાવિજ્ઞાનને વાગર્થવાળી ભાષા સાથે જ લેવાદેવા છે. તે ભાષા તે બોલાતી ભાષા.

### ૪. વાક્ય

બાળક ભાષા લઈને જન્મતું નથી ઉચ્ચાર કરવાની તેમજ વિચાર કરવાની અણવિકસેલી શક્તિને લઈને બાળક જન્મે છે. ભાષા એને શિખવી પડે. ભાષા એટલે ઉચ્ચારસમુહોનું વિચારપૂર્ણ સ્વરૂપ. એટલે કે ભાષા શીખતી વખતે બાળક બે જુદી જુદી ક્રિયાઓ શીખે છે. એક તો વિચાર ક્રિયા અને બીજી ઉચ્ચાર ક્રિયા. શબ્દ–પ્રતિમાઓનું માનસિક ગ્રહણ અને પછી પ્રતિમા–શબ્દોનું સફળ ઉચ્ચારણું એ બે ભાષા શિક્ષાના પગથિઆં છે. આ પગથિઆં ચડતાં બાળકની ગતિ સ્વાભાવિક રીતે જ ધીમી હોય છે. ભાષા શીખતી વેળા બાળક માત્ર છૂટા છવાયા શબ્દો શીખતો નથી; એનાં મોટેરાંઓના મુખમાંથી નિકળતાં સંપૂર્ણ વાક્યો તે સાંભળે છે, અને પછી તે બોલવાનો પ્રયત્ન કરે છે. 'આ લે.' "પેલું જો' "તારે ખાવું છે ?" "હું આવું છું." વગેરે વાક્યો બોલાતાં તે સાંભળે છે;

અને તે બધાંને પોતાના મનમાં સંઘરી રાખે છે. જેમ જેમ આવી જાતનાં વાક્યો તે સાંભળતો જાય છે તેમ તેમ તેને પોતાના મનમાં ઘોળતો જાય છે. છેવટ એવાં વાક્યોમાં રહેલ વાક્ અને અર્થનું એને ભાન થાય છે; અને પછી જ્યારે જ્યારે એને જરૂર પડે ત્યારે તે વાક્યો વગર વિચારે વાપરતો થાય છે. "વગર વિચારે" એમ કહેવાનું તાત્પર્ય એવું નથી કે વિચાર બાળકના મનમાં પણ નથી; એનું તાત્પર્ય એટલું જ છે કે જે વાક્-શબ્દો બાળક વાપરે છે તે તેના માનસપટ ઉપર એવા તો સજ્જડ બેસી ગયા હોય છે કે બોલતી વખતે એને શું બોલવું અને કેટલું બોલવું એનો વિચાર કરવો પડતો નથી. મોટી વયે નવીજ ભાષા શીખનાર માણસની માનસક્રિયાથી આ ક્રિયા સંપૂર્ણ ભિન્ન છે.

ભાષા શીખતાં, પહેલા જ પ્રયત્ને બાળક સર્વાંગ સુંદર બોલે એવું કોઇ ન માને. પહેલાં તો એને પોતે સાંભળેલી વાણીના ઉચ્ચાર સાથે પોતાના ઉચ્ચાર-તંત્રને પરિચિત કરવું પડે; વળી આગળ ઉપર આપણે કહ્યું તેમ બાળક છૂટછવાયા શબ્દો શીખતો નથી; તેમ છૂટાછવાયા ઉચ્ચારો પણ સાંભળતો નથી. વાક્-શબ્દોનું ઉચ્ચારણ અને એમાં રહેલા વિચાર તે એકી સાથે શીખે છે. ઉચ્ચાર-વિજ્ઞાનના પ્રકરણમાં આપણે જોયું કે વાક્-શબ્દમાં ઉચ્ચાર-પ્રાધાન્ય-અપ્રાધાન્યને સ્થાન છે. એવી જ રીતે માનસિક તત્વ, એટલે કે વિચારો પણ પ્રધાન અને ગૌણ હોય છે. એથી કરીને વાક્યના સંપૂર્ણ સ્વરૂપને બાળક પ્રથમ પ્રયત્ને નથી સમજતો. વિચાર તેમજ વાણીમાં રહેલાં ગૌણ તત્વોને સમજતા બાળકને વખત લાગે છે. દાખલા તરીકે બાળક જ્યારે કહે છે, 'બા...ફ'વા," ત્યારે પોતાના મનમાં ઉદ્‌ભવેલી ફરવા જવાની ઇચ્છા વ્યક્ત કરવા પૂરતા જ આ ઉચ્ચારો કરે છે. આ ઉચ્ચારો છેક જ પ્રાથમિક અવસ્થાએ હોવા છતાં એના મનમાં જે શબ્દ-પ્રતિમાએ સ્થાન લીધું છે તેને તે

સંપૂર્ણ વ્યકત કરે છે. બાળક મોટુ થતાં "બા ફરવા ચાલોને" અથવા "બા, મને ફરવા લઇ જશો ?" એમ કહેતા શીખશે. આ પાછળના વાક્યો વાક્ અને અર્થ બન્નેમાં સમૃદ્ધ છે. છતાં આપણે ભુલવું ન જોઇએ કે આગળનું વાક્ય બાળકના મનમાં ગમતા વિચારોને વ્યકત કરવા પૂરતું એક સંપૂર્ણ અને સુબદ્ધ વાક્ય જ હતું. બાળકને મન તે અસંબદ્ધ શબ્દો નથી.

ત્યારે વાક્યનું કાર્ય શું તે હવે સ્પષ્ટ થયું. વાણીદ્વારા વિચારોને વ્યક્ત કરે તે વાક્ય. સંપૂર્ણ વાક્ય વિના ભાષાનો સ્વભાવ સમજાય નહિં. એટલે જ આપણે આગળ કહ્યુ કે ભાષાનો ટુંકામા ટુંકો ટુકડો તે વાક્ય. આપણે વાત કરીએ છીએ તે વાક્યોથી જ બોલતાં પણ આપણે વાક્યો દ્વારા શિખીએ છીએ પછી ભલે તે "જા" કે "હા" જેવા એક શબ્દનુ જ બનેલુ હોય કે કોઇ કાદમ્બરીના ચાર પૃષ્ટમાં વ્યાપતું. સંપૂર્ણ વાક્યનું લક્ષણ એટલું જ કે એ બોલતાં સાંભળનારને એનો અર્થ સમજાય; અને બોલનારનો વિચાર સંપૂર્ણ વ્યક્ત થાય. વાક્ અને અર્થનો સંબંધ કરાવવો તેમજ દર્શાવવો તે વાક્યનું કાર્ય.

## ૫. ભાષા

ભૂમિકામાં આપણે જોયું કે ભાષા એક જ છે, તેમ અનેક પણ છે. વાગર્થની ચર્ચા કરતાં તે આપણે વધારે સ્પષ્ટ જોઇ શક્યા. અર્થને વાણી દ્વારા વ્યક્ત કરવો તે સર્વ ભાષાઓનું લક્ષણ છે, એટલા પુરતી સર્વ ભાષાઓ એક છે.

પહેલા ભાગમાં આપણે ઉચ્ચારનો સ્વભાવ અને એમાં થતાં પરિવર્તન નિહાળ્યાં. પણ એ અભ્યાસને અંતે આપણે સમજ્યા કે વાચાનો ઉદ્દેશ વિચાર દર્શાવવાનો છે. વાગઅભ્યાસને ભાષાથી નિરાળો કરવો તે ભાષાના અભ્યાસનો કૃત્રિમ માર્ગ છે. પણ એમ કર્યા

વિના છૂટકો નથી. ભાષા વિના વાણીનું અસ્તિત્વ સંભવે; પરંતુ ભાષાનું વ્યક્તિત્વ-એનું વ્યક્ત થવું-વાણી વિના ન સંભવે. એટલે જ પહેલાં આપણે વાણીમાં કૃત્રિમ ભિન્નતા આરોપી એનો અભ્યાસ કર્યો. હવે ભાષા તરફ વળીએ.

ભાષાનું વ્યક્ત સ્વરૂપ તે જીવનનું સાધન માત્ર છે. ભિન્ન ભિન્ન વ્યક્તિઓ વચ્ચે વિચારનો વિનિયમ કરાવવો તે ભાષાનું કાર્ય છે. એટલે ભાષાને જીવન-સાધન રૂપે જ નિહાળવી ઘટે. જુદી જુદી ભાષાઓનું અસ્તિત્વ સિદ્ધ છે. એ ભાષાઓ મનુષ્ય-સંસ્કૃતિના ઉપાદાન-રૂપ છે. ત્યારે ભાષા મનુષ્ય-સંસ્કૃતિ ઉપર કેવી અસર કરે છે, અને એને કેટલી ઉપયોગી થાય છે તે જોઇએઃ—

### ૬. માનવસંસ્કૃતિ અને ભાષાવ્યક્તિત્વ

જના જમાનાના વૈયાકરણીઓ એવું માનતા કે ભાષાવ્યક્તિત્વ અને માનવ-પ્રજામાં કાંઇ મેળ હોવો જોઇએ. આ માન્યતા મૂળમાં જ ભૂલભરી છે. આજની સંસ્કૃતિમાં વિશુદ્ધ પ્રજા રહી જ નથી. જાતિમિશ્રણ એ માનવસંસ્કૃતિનું એક અંગ છે. આપણા ગૂજરાતીઓનું લોહી બહુએ પ્રજાના મિશ્રણથી સમૃદ્ધ છે. છતાંયે આપણી ભાષા એક "આર્ય-ભાષા" છે. જાતિમિશ્રણનો પ્રભાવ કાંઇક અંશે ભાષા ઉપર પડે તે ખરૂં; પણ તે તો ભાષા ઉપર ભાષાનો પ્રભાવ હોય છેઃ રક્તમાંસનો નહિ. જપાનમાં ઉછરેલું ગૂજરાતી માતપિતાનું બાળક જપાની ભાષા છેક જ શુદ્ધ બોલે તો આપણને નવાઈ ન થાય; એવું બને છે પણ ખરૂં. ત્યારે ભાષાને જાતિ પરત્વે બદલાતી કોઇ વિશિષ્ટ બોલી તો ન કહેવાય.

કેટલાક વિદ્વાનોએ ભાષાને એક જુદા દષ્ટિબિંદુથી નિહાળવા પ્રયત્ન કર્યો છે. તે એ કે માનવમાનસ અને ભાષાનુ સામ્ય સાધવાનો. ખરૂ છે કે અંગ્રેજીમાનસ વા ગૂજરાતીમાનસ જેવી વસ્તુ છે. અંગ્રેજ

અને ગૂજરાતી એક જ વસ્તુસ્થિતિને જુદી જુદી રીતે નિહાળશે, પણ એને લઇને અંગ્રેજ અને ગૂજરાતીના માનસમાં આપણે સ્વભાવભિન્નતાનું આરોપણ કરી શકીએ ? ગૂજરાતીનું ગૂજરાતીત્વ અને અંગ્રેજનું અંગ્રેજત્વ તે બન્નેની ભિન્ન સંસ્કૃતિઓના પરિણામ માત્ર છે. તેવી જ રીતે તેમની ભાષાઓ પણ સંસ્કૃતિના પરિણામ છે પરંતુ ગૂજરાતી કે અંગ્રેજના માનસમાં જ એની ભાષાનો ઉદ્‌ભવ છે એ સિદ્ધ કેવી રીતે થાય ?

ત્યારે ભાષા માનસને ઘડે છે એમ ઉપરના તર્કને ઉલ્ગાવવા કોઇ લલચાય એ તર્ક ભાષાવિજ્ઞાનીને માટે નથી, માનસશાસ્ત્રીને માટે છે આપણે તો એટલું જ કહીશું કે માનસવિકાસ અને ભાષાવિકાસ સાથે પગલાં ભરે છે, અને બન્ને એક જ ક્રિયાનાં પરિણામ છે એટલે ભાષા અને માનસનું સામ્ય તે બન્ને જેમાથી ઉદ્‌ભવે છે તે માનવસંસ્કૃતિને લીધે છે

ભાષાશાસ્ત્રને માનસશાસ્ત્રથી જુદું પાડી એનો અભ્યાસ કરવો શકય છે બોલાતી ભાષા મનુષ્યે શીખેલી એક સંપૂર્ણ પદ્ધતિ છે એના નિયમો અને એનું બંધારણ ઘડાયેલા હોય છે એટલે જે ભાષાને મનુષ્ય એના સાધન તરીકે વાપરે છે એનો અભ્યાસ બોલનારના માનસને અળગું રાખીને પણ કરી શકાય

ભાષા કોઇ એક મનુષ્યસમુદાયને એકત્ર કરી એમને વ્યક્તિત્વ અર્પે છે મનુષ્ય મનુષ્યમા આપને કરવાનું આવું બીજું એકે સાધન નથી મનુષ્યની સર્વ જરૂરીઆતોને ઝીણામાં ઝીણી રીતે વ્યકત કરી શકવાની શક્તિ માત્ર ભાષામાં જ છે એટલે ભાષાનું અસ્તિત્વ અને વ્યક્તિત્વ બન્ને એક જ વસ્તુમાં સમાઇ જાય છે પ્રત્યેક ભાષા બોલનાર્ બોલાતી ભાષાના એક જ આદર્શને પોતાની સમક્ષ રાખી બોલે ત્યારે જ ભાષાને અસ્તિત્વ અને વ્યક્તિત્વ બન્ને પ્રાપ્ત થાય

## ૭. ભાષાનો આદર્શ

ઉપર કહેલો ભાષાનો આદર્શ તે કોઇ વ્યકિત વિશેષે ઘડી આપેલો નથી હોતો એ આદર્શ સ્વયંભૂ છે. એક જ ભાષા-ભાષી સમુદાયની પ્રત્યેક વ્યકિત તે આદર્શને આપો આપ અનુસરે છે; અને તે અર્થહીન કે ધ્યેય વિનાની રૂઢિનું પરિણામ પણ નથી. જનસમુદાયમાં એક બીજાને સમજવાની જરૂરીઆત તે આ આદર્શનું મૂળ છે. આથી કરીને ભાષાને જાણીબૂઝીને બગાડતાં વ્યકિત સ્હેજે જ અચકાય એટલું જ નહિં, પણ ભાષામાં અજાણતાએ પેસતાં પરિવર્તનોને અટકાવવા પ્રયત્ન કરે. કોઇ પણ પરિવર્તનમાં સમગ્ર સમુદાયની અમ્મતિ હોવી જ જોઇએ; નહિં તો પરિવર્તનમાં વ્યાપકતા આવે નહિં. એટલે જ ભાષા-પરિવર્તનના નિયમિતતા આપણને કબૂલવી પડે.

ભાષાના આદર્શને સ્વયંભૂ કહેવાનું એક બીજું કારણ છે. ભાષાના આદર્શની સમજણ જનતામાં આપો આપ જાગે છે. પોતાની ભાષા કઇ અને પારકી કઇ તે પ્રાકૃત-જન અતિસ્પષ્ટ સમજે છે. પોતાની ભાષા અથવા બોલી-થી જુદી પડતી ભાષાને તે તરત પકડી પાડે. શિક્ષિત વર્ગને જ્યાં ભાષાના ભેદની ગંધ પણ ન આવે ત્યાં પ્રાકૃત જન તરત જ ભાષા-ભેદને પારખી લેવાનો. અમદાવાદની બજારમાં ગમે તે સુશિક્ષિત કાઠિયાવાડી જાય, અને ગમે તેટલી શુદ્ધ ભાષા બોલે તો પણ દુકાનનો ગુમાસ્તો તરત જ સમજી લેવાનો કે " આ માસ્તર અમદાવાદી ન્હોય ! " " ચા પીધી " કે "ચા પીધો"ના વિવાદ પંડિત વર્ગ કર્યા જ કરે; સામાન્ય જનતાને મન આવા પ્રશ્ન નકામા છે. એ તો પોતાની મેળે એમની બોલીવાર "પીધી" કે "પીધો" નક્કી કરી લે. કાઠિયાવાડીમાં "ચા પીધો" પ્રકૃતજન વ્યવહ્રત પ્રયોગ હોય, તો સુરતીમાં " ચા પીધી ". હોય.

અને એ બન્ને એક બીજાને સમભાષાભાષી તરીખે કદી નહિ ઓળખાવે કાઠિયાવાડીની ભાષા સાભળી અમદાવાદી હસી પડે અને અમદાવાદીની ભાષા સાભળતા કાઠિયાવાડી "શ્યૂ" અને 'શ્યા' તિરસ્કારથી સાંભળી રહેવાનો

પ્રાકૃતજન એમ જ માને કે અમારે ત્યાં બોલાય તે ભાષા. જનતાની આવી શ્રદ્ધા અને શુદ્ધિ–ભક્તિ ઉપર જ ભાષાના અસ્તિત્વના મડાણ છે ને તોયે જો આપણે ભાષાનું સર્વાગસુદર સ્વરૂપ ખોળવા નીકળીએ તો આકાશ કુસુમચયનવત્ થાય ગૂજરાતી ભાષા બહુ લોક બોલે છે પણ કોઇ એક વિશિષ્ટ વ્યક્તિમા ગૂજરાતીનો આદર્શ શોધ્યે નહિ મળે જેને આપણે ગૂજરાતી ભાષા કહીએ છીએ તેવી ભાષા કયાંઇએ બોલાતી નથી સર્વોત્તમ ગૂજરાતી કયા બોલાય છે અથવા કોણ બોલે છે એ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી શુદ્ધ ગૂજરાતી અથવા સાધુ-ગૂજરાતી એટલે લખાતી ગૂજરાતી એમ કહીએ તો પણ ચાલે નહિ કારણ આપણે લખીએ છીએ તેમ બોલતા નથી બોલાતી ગૂજરાતીનો સર્વોત્તમ નમુનો તો પ્રત્યેક ગૂજરાતી બોલનારના આદર્શમા જ રહેલો છે એ આદર્શને મૂર્તિ નથી એ આદર્શને મન સમક્ષ રાખી બોલવુ શકય છે પણ એને વાણીમા સ્વરૂપ આપવુ અશકય છે ભાષા જીવન્ત છે, તે એક શક્તિ છે એની અસ્ખલિત ગગાના પ્રવાહનો વેગ અને દિશા માપી શકાય પણ આ ભાષા એમ આગળી ચીંધી ન શકાય એટનામા તે એ કયએ સરી જાય ભાષા તો બૌદ્ધધર્મના સત્ જેવી છે અને તે ક્ષણે ક્ષણે નવના ધરે છે, એ સુપ્રસિદ્ધ વાકયથી જ એને વર્ણવી શકાય

## ૮ સસ્કૃત અને પાકૃત

ભાષા તે જનસમુદાયમા વપરાતું સસ્કૃતિસાધન છે એમ આપણે જોયુ પણ એ જનસમુદાયનુ અસ્તિત્વ આપણે વિનાવિચારે

સ્વીકારી લીધું, અને એમાં ઊંડો વિચાર કરવાની જરૂર પણ નથી પણ એવા એક ભાષાભાષી જનસમુદાયનાં ઝુમખાને અળગાં પાડવાં કેવી રીતે ? એ પ્રશ્ન હમણાં મુલતવી રાખીએ. હમણાં તો ભાષાનો આદર્શ કેમ ઘડાય છે અને ભાષાનિર્માણ કેવી રીતે થાય છે એટલું જ સમજવા પ્રયત્ન કરીએ.

ગૂજરાતીના લેખિત રૂપને આપણી ભાષા કહી શકાય. પણ તે બેલાતી ભાષા નથી. ગૂજરાતીમાં જ અમદાવાદી, કાઠિઆવાડી, ચરોતરી સુરતી વગેરે ભાષાના ભિન્ન ભિન્ન રૂપો છે. આ ઉપરાંત અમદાવાદ જેવા મોટા શહેરોમાં તો એક જ જગ્યાએ બોલાતી જુદી જુદી બોલીઓ મળી આવશે. શિક્ષિતવર્ગમાં બોલાતી અને બજારોમાં બોલાતી ભાષા એક નથી હોતી. અમદાવાદી કાછીઓ અને મીલમજુર એક જ બોલી નથી બોલતા. અમદાવાદના ભંગીની ભાષાનો અક્ષરે અક્ષર કેટલાક ગૂજરાતીઓ સમજે ?

આવું ભાષાવૈવિધ્ય સામાજીક સંસર્ગ કે વિસર્ગને લીધે નીપજે છે. સમાજમાં ભિન્ન ભિન્ન વર્ગો હોય છે; એટલે ભાષા પણ ભિન્નતા પ્રાપ્ત કરે છે. પણ આ ભિન્નતામાંથી વળી ઐક્ય પ્રાપ્ત થઇ શકે. કારણ સામાજીક વર્ગોને એક બીજાથી છેક જ તટસ્થ રહેવું અઘરૂં છે. એટલે ભાષામાં ભિન્નતા અને ઐક્ય બન્ને એકી સાથેજ વાસ કરે છે.

ભાષાને વૈવિધ્ય તરફ દોરી જતી અને વળી ઐક્ય તરફ ઘસડી લાવતી આ બે ધારાઓથી ભાષા-વિકાસ સધાય છે. ભાષામાં વૈવિધ્ય આણવા મથતી અસરોથી ભાષા "બોલીઓ"માં વહેંચાય. આવી બોલીઓને **પ્રાકૃતો** કહી શકાય; કારણ એ બધી પ્રાકૃત-જનકૃત હોય છે. પણ આવી પ્રાકૃતોને એક બીજાથી અળગું થવાપણું નથી હોતું. જનસમાજના દરેક વર્ગને બીજા વર્ગો સાથે વ્યવ-

હાર રાખવો પડે એટલે ઉપર કહ્યું તે પ્રમાણે વળી ભાષામાં ઐક્ય આણવા મથતી અસરો પોતનું કામ કરવા લાગે. આમ પ્રાકૃતોમા ઐક્ય લાવવા મથતી એક ભાષા સર્જાય. એ ભાષા તેજ મસ્કૃતિએ પ્રચાર કરેલી ભાષા–એટલે કે સંસ્કૃત ભાષા.

## ૯. પ્રાકૃતો અને પરિભાષા

મસ્કૃત અને પ્રાકૃતનો ભેદ આપણે સમજ્યા. પણ પ્રાકૃત વિષે વધારે કાઇક કહેવું જરૂરનું છે.

વૈવિધ્ય તે ભાષાનું એક લક્ષણ છે આ વૈવિધ્ય બહુધા પ્રાદેશિક હોય છે. જુદા જુદા પ્રદેશોમાં ભાષાની "બોલીઓ' બોલાય છે. છતાંયે કેટલાક વિદ્વાનો એવુ માને છે કે પ્રાકૃત તે ભાષાનું વિકૃત સ્વરૂપ. અને પ્રાકૃત હોય તે પણ એક જ. આ વિદ્વાનોનો મત એવો પડે છે કે જેને આપણે પ્રાકૃતો કહીએ છીએ તે બધીને જ એક ભાષામા સમાવી શકાય. એટલે કે મૂળ સંસ્કૃત ભાષા ઉપરથી પ્રાકૃતજનકૃત બધા જ પ્રયોગો ઉતરી આવેલા હોય છે. અને કોઇ એક વિશિષ્ટ ભાષાને પ્રાદેશિકપ્રાકૃત તરીખે ઓળખવાની જરૂર નથી રહેતી પ્રાકૃતજનકૃત પ્રયોગો પ્રાદેશિક પ્રયોગો નથી–સામુદાયિક પ્રયોગો પણ નથી–એ બધા તો ભાષાસ્ખલન અથવા અપભ્રંશ માત્ર છે.

ભાષાસ્ખલન અથવા અપભ્રંશથી થતા ભાષાના વિકારમા માનનારા પંડિતો આજે તો ઓછા જ છે એટલે આવી અપભ્રંશ–ભાષાની વ્યાખ્યા આપણે પછીથી આપીશુ. અત્યારે તો ભાષાન પ્રાકૃત સ્વરૂપોને મુખ્યત્વે પ્રાદેશિક કેમ કહ્યા તે જ જોઇએ. ભાષાની "બોલીઓ" અથવા પ્રાકૃતોને સિદ્ધ કરવા આપણી ગૂજરાતી ભાષા જ લઇએ. ગૂજરાતના પ્રદેશમાં બોલાતી બધી જ બોલીઓને આપણે

ગૂજરાતી ભાષા તરીખે ઓળખીએ છીએ. પણ કાઠિયાવાડી કે ચરોતરીને ગૂજરાતીથી નિરાળું જ અસ્તિત્વ નથી ? વીરમગામ કે ધોળકા-ધંધુકામાં કઇ બોલી બોલાય છે તે નક્કી કરવું કઠણ છે. પણ ગૂજરાતી અને કાઠિયાવાડી બોલીનાં કેટલાંક ખાસ લક્ષણો એવાં છે કે કોઇ મરાઠી કે બંગાળી પણ તરત પકડી પાડે.

વળુમાં કાઠિયાવાડીમાં જ કેટલાક એવા પ્રાદેશિક લક્ષણો છે કે જેથી કાઠિયાવાડીને આપણે જુદી જુદી બોલીઓમાં વ્હેંચી શકીએ. " થાળી, ગોળી, ને કગશીઓ "ને રાજકોટ–જામનગરમાં " થારી ગોરી ને કરશીઓ " બોલાય છે એમ હરકોઇ ઝાલાવાડી કહી આપશે. આથી ઝાલાવાડી અને રાજકોટીનું પાર્થક્ય નથી દર્શાવાતું ? ઝાલાવાડીને પણ એક વિશિષ્ટ બોલી તરીખે સ્થાપી શકાય. 'ચ્યાં" "જીયો" તે આ પ્રકારના પ્રયોગો છે.

પણ પ્રયોગોને દૂર રાખીને બોલનારને જ પૂછીએ તો બસ નથી ? કોઇ પણ ઝાલાવાડીને પૂછશો તો કહેશે કે " ભઇ ભાવનગરી અમારી જેવું નો બોલે. ત્યાતો સિહોરને શ્યોર કે' " આવી પ્રાદેશિકતાનું બોલનારને સંપૂર્ણ ભાન હોય છે; અને " અમારી બોલી તો જુદી " એમ કહી પોતાની બોલીની વિશિષ્ટતા તરત જ સમજાવી દેશે.

પ્રાકૃતોની પ્રાદેશિકતાના પ્રમાણ રૂપે આપણા જુના સાહિત્યનો દાખલો મોજૂદ છે. સંસ્કૃત નાટકોમાં કયું પાત્ર કંઇ પ્રાકૃત બોલે તે નક્કી કરવામાં પણ સાહિત્યકારોને **પ્રાદેશિક** નામ રાખવાં પડયાં છે. "માગધી" 'મહારાષ્ટ્રી' વગેરે નામો સૂચવે છે કે આપણા વૈયાકરણીઓ પ્રાકૃતોના પ્રાદેશિક અસ્તિત્વથી વાકેફ હતા. અને તે બધીની વિશિષ્ટતાનું એમને જ્ઞાન હતું. પણ આવી પ્રાકૃતો જ્યારે સાહિત્યમાં વપરાયે ત્યારે એમની પ્રાકૃતતા થંભી જાય એ આપણે

વિસરવું ન જોઇએ. આવી રીતે સંસ્કૃત સાહિત્યમાં વપરાયેલી બધી પ્રાકૃતો માત્ર પરિભાષાઓ થઇ રહી છે એ પણ આપણે કબૂલ કરવું પડશે.

પરિભાષા તેને કહેવાય કે જેને એનો ઉપયોગ કરનારા ઉપ-જાવી કાઢે. જુનાં તાન્ત્રિક સાહિત્યમાં આવી ભાષાનો ઉપયોગ થયો છે. ઘણાખરા ધર્મ-સાહિત્યનાં પુસ્તકોને પણ આવી ભાષાઓમાં જકડાઇ જવું પડે છે. અને લીધે હરિફ ધર્મોમાં ઘણા વિચિત્ર પ્રયોગો થાય છે. પારસી લોકોના ધર્મ-સાહિત્યમાં અહુર્મઝ્દ અને અહરીમનના વિશેષણો એક જ હોવાં છતાં તે તે જગ્યાએ એનો વિરૂદ્ધ અર્થ સમજવો પડે છે. બૌદ્ધ અને જૈન સાહિત્યોમાં પણ એક જ શબ્દના વિરૂદ્ધ અર્થના દાખલા મળે છે. બૌદ્ધ લોકો "દૃષ્ટિ"-શબ્દના પાલી રૂપ 'દિઠ્ઠી'નો અર્થ મિથ્યા દૃષ્ટિ જ કરે છે. આવા પારિભાષિક પ્રયોગો પ્રાકૃતજનને બહુ વિચિત્ર લાગે; પણ પરિભાષા એમ જ નિપજે.

આજકાલના કૉલેજના વિદ્યાર્થી વર્ગમાં જઇશું તો દેખાશે કે એ લોકો પણ એક જાતની પરિભાષાનો જ ઉપયોગ કરે છે. વિદ્યાર્થી આલમમાં વપરાતા બહુ પ્રયોગો રમુજી હોય છે. વળી ચોર અને જુગારી પણ પોતપોતાની પરિભાષા ઉપજાવી કાઢે છે. એમની ભાષા સામાન્ય જનતાને છેક જ ન સમજાય એવી હોય છે. પરિ-ભાષાનો મૂળ ઉદ્દેશ ત્રહિત માણસને ન સમજવા દેવું એ છે. એટલે કે પ્રાકૃત ભાષાથી જુદુ પડવું તે પરિભાષાનું લક્ષણ છે. આવી પરિભાષાનું બંધારણ કોઇ વિશિષ્ટ વ્યક્તિ ઘડી આપે છે એમ નથી. કોઇ એક સમુદાયની જરૂરીયાત પુરતી જ આવી ભાષા જન્મે છે.

પરિભાષા સામાન્ય રીતે તો બોલાતી ભાષામાંથી જ જન્મે.

પણ સામાન્ય જનતાને છેક જ અગમ્ય એવી ભાષાઓ પણ પેઢી ઘર ઉતરી આવે એવુ બને એ દૃષ્ટિ–બિન્દુથી જોતા જુની સંસ્કૃતને આપણા બ્રાહ્મણ પંડતોની ધાર્મિક પરિભાષા લેખી શકાય

જનતાને અગમ્ય ભાષા અથવા તો પરિભાષા લગભગ બધાજ ઉચ્ચ ધંધાદારીઓ વાપરે છે વૈદરાજ જ્યારે રોગ પરીક્ષા કરે છે ત્યારે એમને બોલતા સાંભળી જ રોગી ભડકી જાય તો નવાઇ નહિ એને તો વૈદ્યની બોલીમા સંસ્કૃત જ સંભળાવાનું. અંગ્રેજ ડાકટરોનું પણ એવુ જ છે એવી જ રીતે વિજ્ઞાન ની ભાષાને પણ પરિભાષા કહેવાય અને એટલા પુરતી આ પુસ્તકની ભાષા પણ પરિભાષા ખરી જ જ્યારે કોઇ વિચાર કે વસ્તુને ભાષાદ્વારા વ્યકત કરવાની જરૂર પડે અને એને માટે પ્રાકૃત ભાષામા શબ્દો ન મળે ત્યારે આવી પરિભાષાની જરૂર પડે વિચારોને સંપૂર્ણ અને સ્પષ્ટ વ્યકત કરવાની ઇચ્છાને લીધે આવી પરિભાષા જન્મે છે • પરિભાષાના બધાજ શબ્દો બોલાતી ભાષાની બહારથી લાવવા પડે છે એવુ નથી, ભાષાના જ શબ્દોને કોઈ વિશિષ્ટ વિચાર દર્શાવવા કોઇ કોઈ વખત રોકી દેવાય છે વ્યાકરણના " કર્તા " ' કર્મ " ઈત્યાદિને આવા શબ્દોમા ગણાય

આવી જાતની પરિભાષા જનતાની ભાષા પર ખાસ પ્રભાવ નથી પાડતી છતા આપણે એ પણ ન ભૂલવુ જોઇએ કે શબ્દજ્ઞાન પુરતા કેટલાક પરિભાષાના શબ્દો જનતાની ભાષામાં ચાલ્યા આવવાના. એમનુ આવવાનુ કારણ એટલું જ કે એથી જનતાની કોઈ જરૂરીઅત પૂરી પડતી હોય

**ત્યારે પરિભાષા તે બહુધા સામાજીક વિભાગોને આભારી છે. અને પ્રાકૃતો પ્રાદેશિકતાને** વળી પ્રાકૃત જનતાની ભાષા છે અને પરિભાષા તે પ્રાકૃતમાથી જન્મતી વિશિષ્ટ ભાષા છે.

## ૧૦ અપભ્રંશ.

અપભ્રંશ શબ્દનો અહીં પારિભાષિક અર્થ નથી કરવાનો જે ભાષાસ્ખલન વ્યકિતવિશેષ કે સમુદાયવિશેષથી થાય છે તે અપભ્રંશ. કાઠીયાવાડના વાઘરી લોકો કે સુરતના દુબળાઓ જે ભાષા વાપરે છે તે ગુજરાતીઓને સમજવી રહેલી નથી. છતાંએ તે બોલે છે કાઠીયાવાડી કે સુરતી પ્રાકૃત જ. એમની ભાષામાં શાં શાં વિદેશી તત્વો છે તેનો વિચાર અત્રે કરવાનો નથી. પણ કોળી–દુબળાઓની ભાષામાં જે ખાસીયતો હોય છે તે અન્ય ગુજરાતી બોલનારાઓમાં નથી હોતી. જ્યારે એક આખો જન–સમુદાય ભાષામાં એક જ જાતના સ્ખલન કરે ત્યારે તેમણે તે ભાષાનો અપભ્રંશ કર્યો કહેવાય આવા અપભ્રંશની થોડી ઘણી અસર પ્રાકૃત પર પણ થાય. એ અસર કેટલે દરજ્જે પહોંચે છે તેનો અભ્યાસ હજી નથી થયો. અહિં તો એવી જાતના અપભ્રંશનો નિર્દેશ માત્ર કરીને જ આગળ ચાલીશું. અહિ કોઇ એમ ન પુછે કે આવા અપભ્રંશને પણ પ્રાકૃતમાં કાં ન લેખીએ ? પ્રાકૃત અને અપભ્રંશમાં જે ફેર અમે દેખ્યો છે તે એ કે **ભાષા–સ્વભાવને અનુસરતા પરિવર્તનો તે પ્રાકૃતનું લક્ષણ છે જ્યારે ભાષા-સ્વભાવ વિરૂદ્ધ પરિવર્તનો તે અપભ્રંશનું લક્ષણ છે.**

## ૧૨. સંસ્કૃત અથવા સાધુભાષા

જુદી જુદી બોલીઓ સંધાઇને સાધુ–ભાષા નીપજે. જેને આપણે આજે ગુજરાતી ભાષા તરીખે ઓળખીએ છીએ તે આવી રીતે જ ઉદ્‌ભવી છે. સાધુભાષાની ઉત્પત્તિના બે કારણો હોઇ શકે. રાજકીય વા આર્થિક કારણોને લઇને ભિન્ન ભિન્ન પ્રાકૃતો એક બીજામાં ભળી જાય; અને પછી કોઇ નવી જ ભાષાનો ઉદ્‌ભવ થાય; અથવા કોઇ વિશિષ્ટ પ્રાકૃત એની આજુબાજુની બોલીઓ

ઉપર પોતાનો પ્રભાવ જમાવે અને પોતે પોતની જાતને સાધુભાષા તરીખે ઓળખાવે. જ્યારે કોઇ વિશિષ્ટ બોલી આવી રીતે પોતાનો અધિકાર જમાવે ત્યારે આસપાસની બોલીઓ ધીરે ધીરે ઘસાવા માંડે; અને છેવટ તે બધી સાધુભાષામાં ભળી જાય. પણ આમ થતાં જે વિશિષ્ટ પ્રાકૃત એક "બોલી"જ હતી તે પોતાનું વ્યક્તિત્વ ગુમાવવાની.

આજની ગૂજરાતીની સંપૂર્ણ ગવેષણા કોઇ વિદ્વાને કરી હોય એવું જાણવામાં નથી. જે સાધુ ગૂજરાતી આજે ગૂજરાતમાં પ્રચલિત છે તે એક બે સદીની સાહિત્ય પ્રવૃત્તિનું પરિણામ છે. અત્યારની ગૂજરાતીમાં ગુર્જરી લાટી, અને સૌરાષ્ટ્રીનું મિશ્રણ સ્પષ્ટ છે. પણ મૂળમાં "ગુર્જરી અપભ્રંશ" (નાગર અપભ્રંશ નહિ) ઉપર જ અત્યારની ગુજરાતીની ઇમારત ચણાઇ હોય તો ના નહિ. આ પ્રસગે ગૂજરાતી ભાષામાં અત્યાર સુધીમાં થયેલા અભ્યાસ વિષે બે બોલ કહેવા મન લલચાય છે. છેક આજના દિવસ સુધી ભારતની આર્યભાષાઓના ઇતિહાસકારો ગુર્જરી અને રાજસ્થાનીને એક ભાષા ગણતા આવ્યા છે. પણ જે ગૂજરાતી આજે સ્વતંત્ર રૂપ લઇ પ્રચલિત થઇ છે એને વિષે હજી વિદ્વાનોમાં કાંઇ ચર્ચા થઇ હોય એમ જણાતું નથી. જુદી જુદી પ્રાકૃતોના ગૂચવાયેલા કોકડાને ઉકેલવા મથતા ભાષાપંડિતો એમ સમજતા થાય કે જે અત્યારે છે તે ક્યાંથી આવ્યું એ પ્રશ્ન ઉકેલતાં જ જે હતું તે શું હોવું જોઇએ એ પ્રશ્ન ઉકેલાય ત્યારે જ ભાષાઓનો અભ્યાસ ફળીભૂત થાય. જુનાં પુસ્તકો અથવા જુની ભાષાના નમુના સંપૂર્ણ શ્રધ્ધેય નથી હોતા. લખાણની અને બોલાતી ભાષામાં આ એક મોટો ભેદ છે.

સાધુભાષાની જુદી જુદી પ્રાકૃતોનો પ્રભાવ તે ભાષા ઉપર થોડે ઘણે અંશે પડે જ. એમ થયે સાધુભાષા સમૃદ્ધ બને. ગૂજરાતીમાં આજકાલ થતા અધિકાંશ કાઠિયાવાડી પ્રયોગો સાધુભાષાને વધારે

જેમ આપે છે. વળી બીજી બાજુ જે બોલીઓ સાધુભાષાની વધારે નજીક હોય તે પોતાનું વ્યક્તિત્વ જલદી ગુમાવી બેસે. ગૂજરાતીભાષાએ વડોદરામાં બોલાતી બોલીને આવી રીતે જ નાબૂદ કરી હોય એમ માનવાને કારણ છે.

હવે સાધુભાષા અને એનાથી છેક જ જુદી પડતી પ્રાકૃતોની વાત કરીએ. કોઇ વિશિષ્ટ બોલી બોલતો જનસમુદાય રાજકીય, આર્થિક અથવા પ્રાદેશિક કારણોને લઇ જ્યારે કોઇ સાધુભાષાનો સ્વીકાર કરે ત્યારે એક ઉપર બીજી ભાષાનું આક્રમણ થાય. કચ્છી લોકો ગૂજરાતીને પોતાની સાધુભાષા તરીખે સ્વીકારે છે. પરન્તુ કચ્છીનું સ્વતંત્ર અસ્તિત્વ તો છે જ. આવા પ્રસંગો ઉપસ્થિત થતાં લેખિત અને બોલાતી ભાષાઓ અલગ રહે; અને સાધુભાષા તો એક આભૂષણસમ બોલનારના માનસ શરીરને વળગે પણ નહિં.

આ તો છેક છેલ્લી હદનું ઉદાહરણ થયું. તળ ગૂજરાતમાં હજી પણ બોલીઓ બોલાય છે; કારણ સાધુ ગૂજરાતી તો હજી ગઇ કાલ પ્રચલિત થઇ છે. વળી આપણે ત્યાં શિક્ષિત-વર્ગ સમાજમાં બહુ ઓછો છે, એટલે જો લોકમાનસને લક્ષ્યમા રાખીએ તો હજી એ કાઠિયાવડી, ચરોતરી અને સુરતીને જુદી જુદી પ્રાકૃતો જ કહેવી પડે. આ બધી બોલીઓને સાહિત્ય અને વર્તમાન પત્રોમાં પણ સ્થાન મળે છે. કાઠિયાવાડી બોલીએ આ દિશામાં દાખલો બેસાડયો છે. રા. મેઘાણી અને બધેકા જેવા લેખકો, અને ફુલછાબ કે જન્મભૂમિ જેવા પત્રોમા મિશ્ર કાઠિયાવાડી પ્રાકૃતના બહુએ દાખલા મળે છે. આવી પ્રાકૃતનો સાધુ ભાષા ઉપર પ્રભાવ પડવાનો જ. જુના જમાનામાં નર્મદ અને નવલરામ જેવા લેખકોએ જ્યારે ગૂજરાતી ગદ્ય લખવા માંડયું ત્યારે તે સુરતીથી ભરેલું હતું.

પણ ઉપર કહેવામાં આવેલ બોલી અને સાધુ ભાષાનો ભેદ

છેક જ અસાધ્ય નથી. આવા ભેદ ઘસાતા જવાના જ. બોલી ઉપર સાધુ ભાષાનો નભાવ અને સાધુ ભાષા ઉપર પડતો બોલીનો પ્રભાવ છેવટે બન્નેને છેક જ પાસે આણી મૂકે બોલી ઘસાતા સાધુ ભાષામા ભળી જાય, અને સાધુ ભાષા બોલીના પ્રભાવે સમૃદ્ધ બને તે હરહમેશ થયા જ કરે.

આ રીતે જેને સાધુભાષા કહી એના બે ભાગ પાડી શકાય. એક સાધુભાષા તે શિક્ષિત વર્ગમા **બોલાતી ભાષા** અને બીજી તે **સાહિત્યની ભાષા.** સાહિત્યકાર જે ભાષા લખે તે બોલે તો હાસ્યકર થાય. છતાંયે સાહિત્યકારને આપણે ભાષા-ગુરૂ કહીએ છીએ. જે ભાષા મહાન સાહિત્યકારો વાપરે છે તે એમની પોતાની સૃષ્ટિ છે. સાહિત્યકાર ભાષાને કળાની દૃષ્ટિથી વાપરે છે. એટલા પુરતી એને પણ પરિભાષા કહેવી જોઇએ. પણ એને પરિભાષા કહેતાં અન્યાય થાય સાહિત્યનો ઉદ્દેશ પ્રજાને રંજન કરવાનો છે. એટલે જનતામા બોલાતી ભાષનું લેખિત રૂપ એને થવુ જ પડે.

ગુજરાતી ભાષા—કે આજકાલ સહિત્યમાં વપરાતી ગમે તે ભાષા—તે ભાષાના લેખકોએ ઘડી કાઢેલી ભાષા છે. સામાન્ય જનતા ઉપર આ અક્ષર વિભૂતિઓએ કરેલો ઉપકાર આ રીતે ભૂલવો ન જોઇએ સાક્ષરજનસૃષ્ટ આ ભાષાઓ થોડી જ સદીઓમાં ઘડાઈ કેવી ભાવવાહી અને વિચારવાહી બની છે તે જોતાં આશ્ચર્યચકિત થવાય સાહિત્યકારો આકાશ પાતાળમાથી નવા નવા શબ્દો લાવી જે ભાષા સૃષ્ટિ કરે છે અને વૈયાકરણીઓ ભાષાના જે ઝીણાં ઝીણાં ચૂથણા ચૂથે છે તે તરફ નાકના ટેરવા ચઢાવવા સ્હેલ઼ં છે. પણ સામાન્ય જનતા પર એનો પ્રભાવ જેવો તેવો નથી હોતો. આજ-કાલની જગતની સસ્કૃતિને સમજવા અને એની સાથે સાથે ચાલ-વામા એ ભાષા કેટલી મદદ કર્તા છે એનો હિસાબ કરવા બેસીએ

તો જનતાનું સાક્ષર-ઋણ ઢગલા બંધ નીકળે. સાક્ષરકૃત ભાષામાં જે વિચારો આજે આપણે દર્શાવી શકીએ છીએ તે દર્શાવવાનું સાધન બીજે ક્યાંઇ મળે એમ નથી. સાક્ષરી ભાષા જનતાની ભાષાને સુબદ્ધ ગઠન અર્પે છે ભાષામાથી ગ્રામ્યતા અને અશ્લીલતા દૂર કરી એને સુયોગ્ય અને સુગમ્ય બનાવવું રમત વાત નથી. સાક્ષરી ભાષા સાધુ ભાષા અથવા સામાન્ય ભાષાને સમૃદ્ધ કરે છે. ભાષાનો વાગ્વૈભવ અને વાક્-સૌન્દર્ય સાક્ષરકૃત જ રહેવાના કોઇ એક ભાષને બીજી ભાષા સાથે સરખાવતા આપણે સાહિત્યને જ આગળ ધરવાના.

પ્રેમાનંદ અને શામળ, નવલરામ અને નર્મદ એ બધાએ જે ભાષા આપણને ઘડી આપી એના આપણે વારસો છીએ જનતાની ભાષા ઉપર એમણે પાડેલો પ્રભાવ વિરલ છે. નર્મદે વક્ય-રચનાને જે રૂપ આપ્યું તે વિનાની ગૂજરાતી જોમરહિત હોત પ્રેમાનંદે જે શબ્દ-રસ-સમૃદ્ધિ ગૂજરાતીને આપી તે વિના ગૂજરાતી ભાષા એક અનાથ બાળકની માફક દરેક વ્યક્તિની મરજી ઉપર ઝુલતી હોત સાહિત્યની ભાષાનુ કલારૂપ ચર્ચવું આપણું કાર્ય નથી. પણ એ ભાષાનો જનતા પરનો પ્રભાવ ગણનામાં લીધા વિના ભાષા-સ્વરૂપ સમજવું અઘરૂ છે.

છતાંયે સાહિત્યકારની ભાષા અજરામર નથી સંસ્કૃત સાહિત્યનો વિચાર કરતાં આ પ્રતીતિ આપણને થયા વિના ન રહે. ગીર્વાણવાણીએ ઉત્તર ભારતના સમગ્ર પ્રદેશમા એક વખતે જે સત્તા જમાવી હતી એવી સત્તા જગતની કોઇ પણ ભાષાએ આવા વિસ્તૃત પ્રદેશમાં જમાવી હોય એવું જાણ્યામાં નથી. લેટીનને ઘણી વાર સંસ્કૃત સાથે સરખાવાય છે. પણ લેટીન મુખ્યત્વે ધર્મગ્રંથો અને વિદ્વાનોની ભાષા હતી. સાહિત્યકારોની બહુ જ ઓછે અંશે.

સાહિત્યકાર જનતાને માટે લખે છે. જો એમ ન હોય તો એની કળા ઉદ્દેશહીન કહેવાય. સંસ્કૃત સાહિત્ય આવા નિરૂદ્દેશ પ્રવૃત્તિ હતી એમ માનનારા ભલે માને. અથવા ભલે કોઇ કહે કે સાહિત્યમાં રસ લેતા પ્રાકૃતજનો ભારતમાં હતા જ નહિ; આ વાત માનસશાસ્ત્રીને ગળે કદી ન ઉતરે. જે વાણી જનતા સમજે પણ નહિ એમાં કોઇ પણ મહાન સાહિત્યકાર લખે એ માનવું અમને તો અઘરું લાગે છે. શાકુંતલ કે મૃચ્છકટિક, રામાયણ કે મેઘદૂત જેવા નાટકો અને કાવ્યો સાહિત્યકાર જનતા માટે નહિ પણ વિદ્વાનોને માટે લખે એમ માનવાનો અર્થ એટલો જ થાય કે આ બધા મહાકવિઓ અંધ હતા. કાલિદાસની તો ભાષા જ કહી આપે છે કે, વિદ્દ્વર્ગનું મનોરંજન કરવા તે લખતો ન હતો. સાહિત્યની સંસ્કૃત-રામાયણ અને શાકુન્તલની સંસ્કૃત-પ્રાકૃતજન-સમજે તેવી ભાષા હતી એમ માન્યા વિના છૂટકો જ નથી. પ્રાકૃતો કરતાં સંસ્કૃત વધારે સંસ્કારી ભાષા હોય એ તો બોલાતી ગૂજરાતી કે બંગાળી અને લખાતી ગૂજરાતી કે બંગાળી ઉપરથી આજે પણ સમજી શકાય. ગોવર્ધનરામ કે નરસિંહરાવનું ગૂજરાતી અથવા કાન્ત કે ન્હાનાલાલનું ગૂજરાતી, બોલાતું ગૂજરાતી નથી એ તો દેખીતી વાત છે. કારણ એ ગૂજરાતી "સંસ્કૃત" છે. રવીન્દ્રનાથનું બંગાળી કલકત્તાના બજારોમાં બોલાતું સાંભળવાની આશા રાખી કોઇ બંગાળામાં જાય તો આપણે એને પાગલ કહીએ. છતાંયે સંસ્કૃતભાષાની જનતાગમ્યતા માટે તકરાર કાં? સંસ્કૃત એક કાળે સમગ્ર ભારતવર્ષની સાધુભાષા હતી એમ માનવામાં શી ભૂલ છે?

છતાંયે તકરાર પડે છે. એનું કારણ ઉપર કહ્યું તેમ સાહિત્યકારની ભાષા પણ અજરામર નથી. ઉત્તમોત્તમ કળાની ખાસીયત જ છે કે જનતાથી સ્હેજ ઉંચે પગથીએ તે રહેવાની. વળી ભાષાના

લેખિત રૂપમાં એક જુદું જ તત્વ દાખલ થાય છે. જે મુહૂર્તે આપણે ભાષાને લિપિબદ્ધ કરવા જઈએ છીએ તે જ મુહૂર્તે આપણે એનો "વિકાસ" થતા અટકાવીએ છીએ. વિકાસ થતો અટકાવીએ છીએ એમ કહેવાનું તાત્પર્ય એટલું જ કે બોલાતી ભાષાની સહજતા એમાં નથી રહેતી. ભાષાને લિપિબદ્ધ કરવાની શરૂઆતમાં જ બોલાતી અને લખાયેલી ભાષામાં સ્હેજ ફેર રહી જાય. બોલાતી ભાષા ધીમે ધીમે ઘસાતી જ ચાલે, અને લખાતી ભાષા સ્થિર રહે. એટલે છેવટે એવો એક કાળ આવે કે બોલાતી અને લખાતી ભાષામાં અતિશય ભેદ રહે. આવો ભેદ અમુક હદે પહોંચતા લખાતી ભાષાનો પણ ત્યાગ કરવો પડે. આવી ત્યક્ત ભાષાઓને અંગ્રેજીમાં મૃતભાષા કહે છે. એટલે સંસ્કૃતને પણ મૃતભાષા કહેવાય. પણ સંસ્કૃત કોઈ કાળે પ્રાકૃતજન-ગમ્ય ભાષા ન હતી એમ કહેવું સર્વથા અનુચિત છે.

આપણે ઉપર જોયું કે સંસ્કૃત સાહિત્યની ભાષા હતી. પણ જે કાળે સસ્કૃત લિપિબદ્ધ સાહિત્યભાષા હતી તે જ કાળે બીજી સામન્યજનવ્યવહૃત ભાષાઓ પણ હોવી જોઈએ. પાલી ભાષામાં જાતકની વાર્તાઓ અને પ્રાકૃતમાં લખાયેલ સાહિત્ય-ગ્રંથો આ વાતની સાક્ષી પૂરે છે. આમ સંસ્કૃત, પાલી અને પ્રાકૃતોની સમકાલીનતા ઉપરથી એમ માની શકીએ કે સામાન્ય ભાષાઓ એક બીજાના અસ્તિત્વને છેક જ દબાવી દે એવું નથી. એક સામાન્ય ભાષા જતાં પહેલાં બીજી સામાન્ય ભાષાનો ઉદ્‌ભવ થયેલો હોવો જ જોઈએ. એટલે સંસ્કૃત કે પાલી અથવા પાલી કે પ્રાકૃતોની સીમા બાંધવી કઠણ છે. કઈ ક્યારે ઉપજી અથવા કઈ શેમાંથી ઉદ્‌ભવી એ પ્રશ્નો નિરર્થક છે; કારણ કે બોલાતી ભાષાનો નમુનો આપણને મળવાનો કોઈ માર્ગ નથી. લીપિબદ્ધ ભાષામાં તો ઘણે અંશે કૃત્રિમતા હોય. વધારામાં ભાષાપરિવર્તનનુ

એક મોટું કારણ તે પ્રાદેશિક ઇતિહાસ છે એ ઉપરાંત સંસ્કૃતિના ધારાપ્રવાહમાં પણ ભાષાને ઘસડાવું પડે છે. એ બધું ઇતિહાસકારનું ક્ષેત્ર છે. ભાષાવિજ્ઞાન તો એટલું જ કહી શકે કે બોલીઓ ઉપર સાધુભાષાનો પ્રભાવ અને સાધુભાષા પર બોલીઓનો પ્રભાવ પડે ત્યાર બોલીઓ સાધુભાષામાં ભળી જાય અને સાધુભાષા બોલીઓમાં વહેંચાય ભાષાવિકાસ અને ભાષાવિકાર એ ભાષામાં અંતર્હિત રહેલાં તત્વો છે.

## ૧૩ ભાષાઘર્ષણ.

હવે જુદી જુદી ભાષાઓના એક બીજા પર પડતા પ્રભાવની વાત કરીએ કોઇ એક ભાષાને બીજી ભાષાઓના સંસર્ગમાં આવવા ન જ દઇએ એમ ન બને એનું પ્રથમ કારણ તો પ્રાદેશિક છે. ભાષાની સીમ અને ભૂગોળનો સીમાડો એક નથી હોતા. એટલે દરેક ભાષાને એની પડોશની ભાષાઓના સંસર્ગમાં આવવું જ પડે બીજું કારણ ઐતિહાસિક છે. ધારો કે કોઇ એક ભાષા સમુદ્રથી ઘેરાયલા કોઇ એક બેટમાં જ બોલાતી હોવ; તો પણ તે બેટ પર જુદી ભાષા બોલનારાઓ વ્યાપારાર્થે કે વિજયાર્થે જઇ ચડે. એટલે આધુનિક સંસ્કૃતિમાં તો ભાગ્યે જ કોઇ એવી ભાષા હશે જેના પર પરભાષાનો સ્હેજ પણ પ્રભાવ ન પડયો હોય.

ગુજરાતીનો જ દાખલો લઇએ. ગુજરાતી અને રાજસ્થાનીને ભાષાના ઇતિહાસકારોએ એક લેખી છે. આજે એમ કરે તો આપણે આશ્ચર્ય પામીએ રાજસ્થાની અથવા મારવાડી હવે હિંદીમાં ભળવા માંડી છે. અને ગુજરાતીએ જાુદું જ રૂપ ધર્યું છે. ગુર્જરી ગુજરાતી બની છે એટલું જ નહિ પણ કચ્છી જેવી એક સ્વતંત્ર ભાષાનો ગ્રાસ કરવા તત્પર બની છે. હજી સુધી કચ્છી એક નિરાળી જ ભાષા છે. છતાંયે આજે આપણે પ્રાય નિશ્ચિતરૂપે કહી શકીએ

કે કચ્છી ગુજરાતીમા ભળી જશે. એનુ કારણ બહુ અંશે આર્થિક છે. બીજુ કારણ ભૌગોલિક છે. કચ્છ કાઠીયાવાડ દ્વિપકલ્પમા આવી ગયુ છે; સિંધ અને કચ્છ વચ્ચે રણ અને દરિયો આવી પડ્યા છે. આ ઉપરાંત ગુજરાતી સસ્કૃતિ અને સાહિત્યની ઉત્તમતા એ પણ એક કારણ ગણી શકાય

ઉપર જે કહ્યુ એથી કોઈ એમ ન માની લે કે એક જ દિવસમા કે પાંચ પચીસ વર્ષમા ગુજરાતી ભાષા કચ્છીને નાબુદ કરશે કચ્છી જીવતી જાગતી ભાષા છે, પણ કચ્છીને કોઇ સંસ્કૃતિ પર નભવુ પડે ગુજરાતની સસ્કૃતિએ વ્યક્તિત્વ પ્રાપ્ત કર્યું છે. એટલા ખાતર જ વ્હેલા મોડા કચ્છીને ગૂજરાતીને સ્થાન આપવુ પડશે. એમ કરતા કચ્છીનો પ્રભાવ ગૂજરાતી ઉપર પડે તે દેખીતુ છે. એવો પ્રભાવ આજે પણ મુંબઇના ગૂજરાતી વેપારીઓ અને ધંધાર્થીઓની ભાષામાં દેખાય છે. મુંબઇના સંસ્કારી ગૂજરાતી કુટુંબો-કારકુનો, દાકતરો અને દલાલો-ને ભાટીઆ શેઠીઆ અને કચ્છી ગ્રાહકોને ખુશી કરવા કચ્છી બોલતા સાભળવા નવાઇની વાત નથી. સાથે સાથે કચ્છી સ્ત્રીઓ અને પુરૂષોને ગૂજરાતી બોલનાર મોટા જનસમુદાયમા હળવા મળવા માટે ગૂજરાતી બોલવું પડે છે. પરિણામે ગૂજરાતી કચ્છીમા પ્રવેશ કરે છે અને કચ્છી ગૂજરાતીમા પણ આખરે ગૂજરાતીની પાછળ જે સંસ્કૃતિ છે તે ગૂજરાતીને ટકાવી અને કચ્છીને નાબૂદ કરે તે સ્વાભાવિક છે. મુંબઇની ગૂજરાતીમાં આવો બહુ ભેગ થયો છે એમ અમારૂ કહેવું નથી; છતાયે મુબઇની બજારો અને બજારથી ઘરમા પ્રવેશ કરતી કચ્છીના તત્વો ગૂજરાતીમાથી શોધનારને મળી રહે. વડું, રૂડું, વકરો-એ શબ્દો કચ્છી અપભ્રશમાથી આવ્યા હોય એમ માનવાને કારણ છે.

સુરત અને મુબઇની ગૂજરાતી પર પારસી જબાનની (ફારસી નહિં) અસર તો બધા જ પકડી શકે. આવી જાતના ભાષા-

પ્રભાવમાં ઐતિહાસિક કારણ મુખ્ય છે. પારસી જાત્રીઓ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે પોતાના દેશની ભાષાને લઇને જ આવ્યા હતા. એમની જબાન પણ ગૂજરાતીની જેમ એક "આર્યભાષા" હતી. આજે એ પારસી સમાજે ગૂજરાતી ભાષા સ્વીકારી લીધી છે. પારસી જબાન તે સમાજમાંથી લુપ્ત થઇ છે. લુપ્ત થતાં થતાં પોતાના અસ્તિત્વના ચિન્હો ગૂજરાતીમાં રાખતી પણ ગઇ **.** આજના દિવસ સુધી પારસીઓ પારસી-ગૂજરાતી જ બોલે છે. પણ એ એક અપભ્રંશ માત્ર છે. એક ભાષા પર બીજીનું આક્રમણ અને છેવટ એનો હ્રાસ એનો પારસીગૂજરાતી એક નમુનો છે અને ભાષા ભાષાની આપલે પરસ્પર જ છે તેની સાક્ષી આજની વર્તમાન પત્રોની પારસીગૂજરાતી ભાષા પૂરે છે.

ભાષાધર્ષણથી કોઇ એક ભાષા નાબૂદ થઇ ક્યારે કહેવાય ? આપણે જોયું કે કચ્છી હજી જીવે છે. જ્યારે પારસી જબાન નાબૂદ થઇ છે. એક ભાષાને બીજી ભાષાએ નાબૂદ કરી ત્યારે કહેવાય જ્યારે તે ભાષાની વ્યાકરણ-પદ્ધતિ બીજી ભાષા સ્વીકારે. ભાષાના શબ્દો કે ઉચ્ચારમાં બીજી ભાષાનો પડતો પ્રભાવ અન્ય વસ્તુ છે; પણ ભાષાનું વ્યાકરણ તે ભાષાનું બંધારણ છે. એ બંધારણ ઢીલું પડતાં ભાષા નાશ પામે; અને બીજી કોઇ ભાષાનું બંધારણ એને સ્વીકારવું પડે.

ભાષાનું બંધારણ સ્વીકારવાની જે વાત કરી તે તુલનાત્મક વ્યાકરણનો પ્રશ્ન છે. વ્યાકરણ વિભાગમાં એને આપણે વધારે ચર્ચીશું. અહિં થોડા દાખલાઓ આપીને જ એ પ્રશ્ન છોડી દઇએ—

## ૬૪. ઐતિહાસિક દષ્ટિપાત.

જુદીજ ભાષા બોલતી પ્રજાઓના ભારતની ભૂમિ પરનાં આક્રમણ ઐતિહાસિક છે. થોડી જ સદીઓ પહેલાં મુસ્લીમ સંસ્કૃતિ અને

ફારસી ભાષાએ (અરબી સહિત) પોતાનો બહોળો વિસ્તાર જમાવેલો. એ પછી છેક આજની વાત કરીએ તો અંગ્રેજી સત્તા અને અંગ્રેજી ભાષાએ આપણી સંસ્કૃતિ પર આક્રમણ કર્યું છે. પણ આ બન્ને સંસ્કૃતિઓથી હિન્દની પ્રભાવશાળી ભાષાઓને નાબુદ કરવાનું નથી બન્યું. અલબત્ત, મોગલોની રાજભાષા ફારસી અને અંગ્રેજોની રાજભાષા અંગ્રેજીએ આપણી ભાષા પર ઘણી અસર કરી છે. ફારસી ભાષાએ તો આપણી ભાષામાં એક આખી બોલીનો વધારો કર્યો છે. જેવી રીતે ગૂજરાતીમાં પારસીગૂજરાતી એક બોલી છે તેમ ઉત્તરહિંદના મધ્યદેશમાં ઉર્દૂ પણ એક બોલી ગણાય. ઉર્દૂ તે અનેકવિધ ફારસી શબ્દો અને પ્રયોગોથી ખરડાયેલી હિંદીભાષા જ છે. એનું અને હિંદીનું વ્યાકરણ એક છે. શબ્દો અને વાક્યોને ઉધાર લીધેલા તત્વોમાં ગણાય. ઉર્દૂ આજે સ્વતંત્ર ભાષા હોવાનો દાવો કરે છે તે તેના લિપિને આધારે. પણ લિપિ ભાષાનુ એક ગૌણ સાધન છે બોલાતી હિંદી અને બોલાતા ઉર્દૂમા શબ્દકોષ અને વાક્યપ્રયોગ પુરતો જ ભેદ છે. કહેવાનુ તાત્પર્ય એટલું જ છે કે જ્યાં સુધી વ્યાકરણ–અથવા ભાષા–ગઠનમાં ઉંડા ભેદ ન પડે ત્યાં સુધી ભાષા બદલાઈ એમ કહેવુ યોગ્ય નથી કારણ ભાષા શબ્દોની નહિ પણ શબ્દ–પ્રતિમાઓની બને છે. શબ્દ-પ્રયોગમા નૂતનત્વ આવ્યે ભાષા બદલાય નહિ. શબ્દ-પ્રતિમાઓમા પણ એવો મૌલિક ભેદ પડે કે એ ભાષાનું બંધારણ પણ ન સમજાય ત્યારે જ નવી ભાષા ઉત્પન્ન થઈ કહેવાય. ફારસીનો ઓછો વત્તો પ્રભાવ ઉત્તર-ભારતની સર્વ ભાષાઓ ઉપર પડેલો જ છે. એવીજ રીતે અંગ્રેજોના હિંદમાં આવ્યા પછી આપણી ભાષાઓએ અંગ્રેજીમાથી કોઇ કોઇ તત્વો લીધા હોય તો એથી ભાષા પલટાઇ જવાનો ભય નથી જ. અંગ્રેજી જાણતો શિક્ષિત વર્ગ વધારે ને વધારે અંગ્રેજી તત્વો ઉમેરતો જ જશે "તમે કેમ છો" એવું સાદુ વાક્ય પણ અંગ્રેજી

પ્રયોગ હોઇ શકે ગુજરાતી ભાષામાં આ વાક્ય જે અર્થમાં આપણે વાપરીએ છીએ એ અર્થમાં–ક્યારથી આવ્યું એ પ્રશ્ન ચર્ચવા જેવો છે પણ આવા તત્વોથી ભાષા બદલાતી નથી. "તમે કેમ છો ? " એ વાક્ય ગમે તે ગુજરાતી તરત જ સમજી જાય. કારણ કે ગુજરાતી ભાષાના બંધારણમાં એવો વાક્ય પ્રયોગ શક્ય છે.

જે પ્રદેશની ઉપર આપણે વાત કરી એજ પ્રદેશનો ત્રણ કે ચાર હજાર વર્ષ પૂર્વેનો ઇતિહાસ નિહાળતાં આક્રમણ કરતી પ્રજાની ભાષાએ બીજી ભાષા પર કરેલા વિજયની આપણને જરૂર પ્રતીતિ થાય. આજની હિંદની "અનાર્યભાષાઓ" અને "આર્યભાષાઓ" નો તુલનાત્મક અભ્યાસ કરીએ તો "આર્યભાષાઓમાં" રહેલા "અનાર્ય" તત્વોનો પુરાવો મળી રહે. છતાંએ આપણે ઉત્તર-હિંદની ભાષાઓને *"આર્યભાષાઓજ" કહીએ છીએ, અને દક્ષિણની* ભાષાઓને દ્રાવિડ કહીએ છીએ. તામીલ જેવી દ્રાવિડ ભાષાઓમાં સંસ્કૃત શબ્દો અને સમાસોનો બહોળો પ્રચાર છે. છતાં આપણે એ બધીને "આર્યભાષા" નથી કહેતા. "આર્યભાષા" તો તેને જ કહેવાય જેનું વાક્ય–બંધારણ "આર્ય ભાષાઓનાં" તત્વોને અનુસરતું હોય.

ત્યારે ભાષાધર્ષણના બે જુદા જ પરિણામ આવે છે. કાંતો એક ભાષા બીજીને નાબૂદ કરી પોતાની સત્તા જમાવે, અથવા શબ્દો અને શબ્દ પ્રયોગોનું ગમે તેટલું અનુકરણ વા અપહરણ કરવા છતા બન્ને પોતપોતાનું સ્વરૂપ જાળવી રાખે. બીજી જાતના પરિણા-મમાંથી એ ભાષાઓના પ્રભુત્વનું માપ આપણે કાઢી શકીએ; પણ ભાષાનું વર્ગીકરણ તો એના વાક્ય બંધારણ પરથી જ થાય.

### ૧૫. મિશ્ર ભાષાઓ અને અણવિકસેલી ભાષા

વાક્ય બંધારણની દષ્ટિએ જગતમાં આવી મિશ્ર ભાષાએ ઉત્પન્ન નથી જ થતી એમ નથી. ભાષામિશ્રણ સંભવિત છે એનું

પહેલુ પગથિઉં નિહાળવુ હોય તો વડોદરાના મરાઠી લોકોને ગૂજરાતી બોલતા સાભળવા જોઇએ ગૂજરાતી અને મરાઠી વાક્ય બધારણનો ગોટાળો એમની ભાષામા સ્પષ્ટ હોય છે આવો ગોટાળો પેઢીઓ સુધી ટકી જાય તો એમની ભાષા મરાઠી-ગૂજરાતી બની રહે પછી તેને મરાઠીની બોલી ગણવી કે ગૂજરાતીની તે કહેવું અઘરૂં પડે. એવી ભાષાને બે ભાષાની સીમ પર આવેલી અને આ બાજુ ઢળવું કે પેલી બાજુ એ નક્કી નહિં કરી શકતી ભાષાઓ સાથે સરખાવી ન શકાય હિંદની ભાષાઓ થોડા સૈકા પહેલા જ બંધારણ પામવા માંડી છે; એટલે દરેક ભાષાની પ્રાદેશિક હદ ઉપર જે મિશ્રણ સભળાય છે એને ઉપર કહેલા એવા મિશ્રણ સાથે સબધ નથી. જતે દહાડે આવી ભાષાઓ એક કે બીજી તરફ સંપૂર્ણ ઢળવાની. અને અત્યાર સુધી નથી ઢળી એના કારણો બહુ અશે રાજકીય છે મધ્ય પ્રાત જેવા રાજકીય પ્રદેશમા કેટલેક ઠેકાણે હિંદી અને મરાઠી ભાષા હજી છૂટી ન પડી હોય તે સમજાય તેવુ છે. એવી ભાષાને મિશ્ર નહિ પણ અણવિકસેલી ભાષામાં ગણવી જોઇએ હિંદમાં આવી અનેક બોલીઓ હોય તે સંભવિત છે પણ એ બધાનો આજ સુધી કોઇએ હિસાબ કાઢયો નથી

## ૧૬. ભાષા સંબધ અને તુલનાત્મક વ્યાકરણ

સંસ્કૃત અને પ્રાકૃતની વ્યાખ્યા કરતાં આપણે જોયુ કે એક ભાષામાંથી બીજી જન્મે છે એમ કહેવુ સર્વથા અયોગ્ય છે આજની ગુજરાતી સસ્કૃત કે કોઇ વિશિષ્ટ પ્રાકૃતમાંથી ઉદ્દ્ભવી એમ કહેતા વિચાર કરવો પડે. કારણ ગૂજરાતી તો ભિન્ન ભિન્ન બોલીઓ બોલતા જનસમુદાયે સ્વીકારેલી સામાન્ય ભાષા છે લાટ કે સોરાષ્ટ્રના લોકો થોડી સદીઓ ઉપર ગૂજરાતી જ બોલતા હશે એમ કોણ કહી શકે ? તે લોકો કોઇ વિશિષ્ટ પ્રાકૃત

બોલાતા એના પ્રમાણ આપવા રહેલું નથી. અને સંસ્કૃત તો બોલતા હતા જ નહિ એમ કહી શકાય. છતાં એ પણ ખરૂં છે કે આ સંસ્કૃત અને પ્રાકૃતો સાથે ગુજરાતીને ઉંડો સંબંધ છે. ખરૂં જોતાં તો આ બધા એક જ ભાષાનાં, દેશકાળને અનુસરતાં રૂપ માત્ર છે. કાળને ઓવારે પગલાં ભરતી ગુજરાતી એને આ.જને સ્થાને કેવી રીતે પહોંચી એનાં પગચિહ્નો પણ આપણે માપી શકીએ એના પ્રવાસનો માર્ગ ગમે તેટલો વિકટ છતાં એનાં પદચિન્હો માપવા અઘરૂં નથી. એ પદચિન્હો આપણને છેક વેદની ભાષા સુધી લઇ જાય છે. એટલે જ આપણે કહી શકીએ કે સંસ્કૃત અને ગૂજરાતી એક જ ભાષાના ભિન્ન રૂપો છે. અને ગૂજરાતી "વૈદિક"માંથી ઉતરી આવી છે.

ઉપર પ્રમાણે આપણે જોયું કે કોઇ પણ ભાષા સામાન્ય ભાષા તરીકે ચિરકાળ ટકી શકે નહિ સાધુભાષા બોલીઓમાં વહેંચાયેલી જ હોય છે. અને એ બોલીઓનું એક જ અભેદ્ય રૂપ સાધવું મુંભરપર નથી. ભાષાને લેખિત રૂપ આપવા જતાં બોલાતી ભાષાથી એ જૂદી તરી આવે એટલે સામાન્ય ભાષાનું બોલીઓમાં વહેંચાવું અને બોલીઓનું સામાન્ય ભાષામાં મળવું એ ભાષાનો નિયમ છે. સામાન્ય ભાષાનો અભ્યાસ કરતી વખતે એની બોલી-ઓમાં ભિન્ન સ્વરૂપોને છૂટા પાડવા, અને તે ભાષાનો એક ભાષા તરીકે વિકાસ સમજવો એટલું જ ભાષા-વિજ્ઞાનીનું કામ છે. ભાષાના આવા વિકાસના થરોને છૂટા પાડી તેમને ભાષાના ઇતિહાસના પદચિન્હો તરીકે ઓળખવા ઉપરાંત બીજું કશું ભાષા વિજ્ઞાન ન કરી શકે.

ભાષાની આવી ચડતીપડતીના ( જો કે આ શબ્દ સ્હેજ ભૂલમાં નાખે એવા છે ) સામાજીક તેમજ ઐતિહાસિક કારણોને

દૂર રાખીએ તોપણ ભાષાના સ્વભાવમાંથીજ ભાષાનું તૂટવું અને વળી પાછું સંધાવું એ સમજી શકાય. ભાષા તૂટે ત્યારે બોલીઓમાં વહેંચાય; સંધાય ત્યારે તે સાધુભાષા થાય. એક જ ભાષામાંથી ઉતરી આવેલી બધી ભાષાઓનો સંબંધ સાધવો તે તુલનાત્મક વ્યાકરણનો પ્રશ્ન છે.

ઉત્તર ભારતની પશ્ચિમે આવેલી ગુજરાતી, અને પૂર્વમાં આવેલી બંગાળી વચ્ચે બારસો માઇલનું અંતર છે. બન્ને પ્રદેશના ઇતિહાસ છેક જ ભિન્ન છે. છતાયે આ બે ભાષા બોલાતી સાંભળતા વેંત અમે તે માણસ કહી શકે કે એ બેને કાંઇ સગપણ હોવું જોઇએ.

બંગાળી અને ગુજરાતીનું ઐક્ય બતાવવા ભાષાવિકાસ અને ભાષાવિકારના કેટલાક નિયમો બે ભાષાને લગાડી જોઇએ એટલે એ સત્ય તરત જ તરી આવે આવા અભ્યાસને ભાષાનો તુલનાત્મક અભ્યાસ કહેવાય. જે કાર્યકારણ સંબંધ આપણને એક જગ્યાએ લગાડી જોવામાં પ્રમાણદોષ નથી. તે બીજી જગ્યાએ પણ ઘટાવી શકાય. જે જાણીએ છીએ તે ઉપરથી અજાણ્યાનું અનુમાન કરવું તે વિજ્ઞાનની રીતિ છે. એમા કોઇ દસ્તાવેજ કે હકીકત પત્રની જરૂર ન પડે. પણ એટલું ખરું કે ભાષાનો ઇતિહાસ અને માનવસંસ્કૃતિનો ઇતિહાસ સંકળાયેલા હોય છે. એટલે જ્યાં ઇતિહાસે ભાષા પર અત્યાચાર કર્યો હોય ત્યા તો ભાષાવિજ્ઞાનીને માથે હાથ દઇ બેસી પડવાનુ જ રહ્યું.

ઉત્તર હિંદમાં આજ બોલાતી બધી ભાષાઓ એક જ ભાષાના રુપાન્તર છે એટલું તો ચોક્કસ છે. એ બધીમા રહેલાં કેટલાંક સામાન્ય તત્વો **જુની સંસ્કૃતના** છે. બધાં તત્વો જ્યારે સંસ્કૃતમાં ન મળે ત્યારે પ્રાકૃતો પાસે આપણે એનો ખુલાસો માગીએ મોટે ભાગે ત્યાથી એ આપણને મળી રહે. આમ કરીએ ત્યારે આપણે એ બધી ભાષાઓનો તુલનાત્મક અભ્યાસ કર્યો કહેવાય.

એવી રીતે કરેલા અભ્યાસને એક ડગલું આગળ વધારી શકાય. ઇરાનની ભાષાને પણ આપણે આપણી તુલનાત્મક દૃષ્ટિમાં લઇએ તો સમજાશે કે ઇરાન અને ઉત્તર હિંદુસ્તાન ભાષાદૃષ્ટિએ સગપણનો સંબંધ ધરાવતા દેશો છે. વળી આગળ જતાં યુરોપમાં બોલાતી મુખ્ય ભાષાઓ (અંગ્રેજી, જર્મન, ફ્રેંચ, રશીયન વગેરે) અને ઉપર કહેલી ભાષાઓ પણ એક બીજાની સાથે સંબંધ ધરાવતી માલમ પડશે. પુરાતન કાળમાં કઇ ભાષા બોલાતી તે પ્રશ્ન નથી. પણ તે વખતની ભાષા (એને પુરાતન આર્ય-ભાષા કહેવામાં દોષ નથી; જો કે જાતિ અને ભાષાનો ગોટાળો ન થાય તે ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ) કેવા પ્રકારની હશે તે તે વિષયના અભ્યાસી તરત જ કહી આપી શકે; કેવા પ્રકારની-એટલે ભાષાનું બંધારણ કેવું હશે તે.

ભાષાવિજ્ઞાન ઇતિહાસને વાપરે; પણ તે પહેલાં પોતે ભાષાનો ઇતિહાસ ઘડી ગાખ્યો હોય એવું તત્વ સમજવા પુરતું જ. કઇ ભાષા કોની સાથે સંબંધ ધરાવે છે તે કેવળ ઇતિહાસની વિગતથી ન સમજાવાય. ભાષાવિજ્ઞાની જાણે છે કે ભાષાનું આંતર-સ્વરૂપ એના વાક્યબંધારણ અથવા વ્યાકરણમાં સમાયેલું છે. શબ્દકોષ ભાષાની લેવડદેવડથી ગમે તેમ બદલાય; વ્યાકરણ બદલાતાં ભાષા પોતે જ બદલાઈ જાય, અને એનું મૂળસ્વરૂપ ગુમાવે. ત્યારે હવે આપણે વ્યાકરણ તરફ વળીએ.

# પ્રકરણ ૧ લું

## વ્યાકરણ-સ્વભાવ

### ૧. શબ્દો અને તેમના પ્રકાર

વ્યાકરણનુ પાઠ્યપુસ્તક લઇ શબ્દોના પ્રકાર જોશો તો એક લાંબી તાલિકા મળશે. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાવિશેષણ, ક્રિયાપદ, કૃદન્ત વગેરે વૈયાકરણીઓએ બતાવેલા શબ્દોના પ્રકાર છે. વળી નામના જ અનેક પ્રકારો મળશે. ક્રિયાપદો સકર્મક અને અકર્મક હોય; વિશેષણો સંખ્યા કે જથ્થાવાક કે એવા અનેક પ્રકારના હોય; અવ્યયો માટે જે મોટા સંસ્કૃત નામો છે તે ભાગ્યે જ કોઇ ભણેલો માણસ સંભારી શકે. વ્યાકરણ-જે વ્યાકરણ આપણી નીશાળોમાં પ્રચલિત છે તે-કેવું અવડચવડીઉં છે તે દરેક નીશાળીઓ સારી પેઠે સમજે છે. વ્યાકરણ એટલે ગોખણપટ્ટી એમ બધા જ ભણનારા માને છે. આપણું વ્યાકરણ જો શબ્દોનો સ્વભાવ સમજવા પુરતુ જ હોત તો આજે લાગે છે એટલું અર્થહીન ન લાગત. દુર્ભાગ્યે નવી દૃષ્ટિને આપણી પરીક્ષાઓના કાર્યક્રમમાં અવકાશ નથી. એટલે આજે પણ નવું વ્યાકરણ આપણે ત્યા નથી પહોચ્યુ, અને પાણિનિએ બતાવેલ વ્યાકરણ હજી પ્રચલિત છે.

વાક્યવિચાર કરતાં આપણે જોયુ કે વાક્ય બે જાતના શબ્દોનું બનેલું હોય છે. કેટલીક સંબધ-દર્શક સંજ્ઞાઓથી જ્યારે ભાષાશબ્દોનો સંબંધ કરીયે ત્યારે વાક્ય બને. સંબંધદર્શક સંજ્ઞાઓ પ્રત્યયોની બનેલી હોય કે છૂટા શબ્દોની. આવી સંબંધદર્શક સંજ્ઞાઓ દૂર રાખીએ તો આપણી પાસે નામ, ક્રિયાપદ અને વિશેષણ એટલા જ

રહે. વિશેષણ અને નામમાં શું ભેદ હોય છે ? એ બેમાં ભેદ બતાવવો અઘરું છે " તે ગરીબ છે, " એ વાકયમાં " ગરીબ " નામ તરીકે વપરાયું છે, કારણ " તે બ્રાહ્મણ છે " એ વાકયમાં અને " તે ગરીબ છે " એ વાકયમાં કાંઇ ફેર નથી. વિશેષણ અને નામમાં કાંઇ મૂળગત વ્યાકરણભેદ નથી એની પ્રતીતિ " ગરીબ માણસ " અને " બ્રાહ્મણ પંડિત " જેવા શબ્દપ્રયોગોથી થાય. બન્નેમાં બન્ને શબ્દોને વિશેષણ તરીકે વપરાયાં છે. એથીએ આગળ જઇએ તો, " બ્રાહ્મણ પંડિત " અને " પંડિત બ્રાહ્મણ "માં આપણે તે જ શબ્દોને નામ વા વિશેષણના રૂપમાં વાપરીએ છીએ. ત્યારે વિશેષણોને નામમાં જ કાં ન ગણવાં ?

ત્યારે બાકી રહ્યાં નામ અને ક્રિયાપદ; અથવા તો નામવાચક અને ક્રિયાવાચક શબ્દો. નામ-અને ક્રિયાવાચક શબ્દોમાં જે મૂળગત ભેદ હોય છે તે હવે જોઇએ—

ગૂજરાતી અથવા બીજી કોઇ " આર્યભાષા "ની વાત કરીએ ત્યારે એટલું જરૂર કબુલ કરવુ પડે કે નામ અને ક્રિયાપદમાં સ્પષ્ટ ભેદ હોય છે; અને કોઇ પણ વાકયમાં તે તરત જ શોધી અપાય. શબ્દની નામ-વા ક્રિયાવાચકતા એના વ્યાકરણ ઉપરથી તરત જ કહી આપી શકાય. પણ દુનીયામાં એવી ઘણી ભાષાઓ છે જેમાં નામ અને ક્રિયાપદનો ભેદ વ્યાકરણની સંજ્ઞાદ્વારા દર્શાવાતો નથી. ચીની ભાષાનું આ એક ખાસ લક્ષણ છે. એ ભાષામાં નામ અને ક્રિયાપદનો ભેદ તે શબ્દ વાકયમાં કયે સ્થાને છે એ ઉપરથી જ જણાય છે.

ચીની ભાષાની આ ખાસીયત લક્ષ્ય કરવા જેવી છે તે ખરું; પણ એ ભૂલવું ન જોઇએ કે નામ-ક્રિયાપદનો ભેદ ચીનાઓ પણ ગણે છે, અને સ્વરભારથી તે વ્યક્ત કરે છે. આવા સ્વરભેદ આપ-

ણને કદાચ ન પણ સમજાય, પણ એનું અસ્તિત્વ કબુલ રાખવું પડે, કારણ ચીનાઓ પોતે એવા ભેદ વિના બોલાતા શબ્દો નથી સમજતા. ચીની ભાષાના વૈયાકરણીઓ શબ્દોને "જીવન્ત" અને "નિર્જીવ" તરીકે ઓળખાવે છે. તેઓની વ્યાખ્યા પ્રમાણે "જીવન્ત" શબ્દો "સક્રિય' અને 'નિર્જીવ" શબ્દો 'નિષ્ક્રિય' હોય છે. નામ અને વિશેષણોને "નિર્જીવ" અને ક્રિયાપદોને 'જીવન્ત" કહેવાની પ્રથા પણ એમની પોતાની જ છે. આટલા ઉપરથી આપણે એટલું સ્વીકારવું જોઇએ કે નામવાચક અને ક્રિયાવચક શબ્દોમા જે પ્રકૃતિગત ભેદ છે તે બધી જ ભાષાઓમા કરાય છે.

શબ્દને બોલતા સાથે જ એ ક્રિયાવાચક છે કે નામવાચક એમ કહેવુ રહેલું નથી "સ્પષ્ટ બોલ," તે એક સપૂર્ણ શબ્દ–પ્રતિમા છે છતાં "બોલ"નુ વ્યાકરણ કરવું રહેતુ નથી. તે નામ પણ હોઇ શકે અથવા આજ્ઞાર્થ ક્રિયાપદ પણ હોય એવી જ રીતે "તે બોલી" મા "બોલી" નામ છે કે ક્રિયાપદ તે નક્કી કરવામાં વ્યાકરણ કશી જ મદદ કરી શકે એમ નથી આવા વાકયમા એક વાકય અધુરૂં છે એમ કહો પણ ન ચાલે "તે બોલી હુ સમજી નહિ," એવી રીતે વાકય સપૂર્ણ કરી શકાય અને છતા "બોલી" ના બે અર્થ રહી જાય લખવામા આપણે અલ્પવિરામનો ધારો કે ઉપયોગ કરીએ; પણ બોલવામાં તે ખપ ન જ આવે તે વખતે તો આપણને બોલનારના સ્વર ઉપરથી જ નક્કી કરવુ પડે કે 'બોલી" નામ છે કે ક્રિયાપદ ગૂજરાતીમા શબ્દાનુક્રમ પણ સહાય નથી કરતો તે દેખીતુ છે. 'બોલ" અને 'બોલી" જેવા દ્વિઅર્થી રૂપો જુજ જ હોય છે એટલાથી જ આપણે સતોષ માનવાનો.

ઉપર આપેલા ઉદાહરણમા નામ અને ક્રિયાપદને દર્શાવતી સંજ્ઞા ન હોવા છતાં ગૂજરાતીમા એ સંજ્ઞાઓ છે તો ખરી જ. આવા

રૂપો જુજ જ હોય છે. અને મુખ્યત્વે નામ અને આજ્ઞાર્થ ક્રિયારૂપમાં આવો ગોટાળો થવા સંભવ રહે છે. "આવ" આજ્ઞાર્થ ક્રિયાપદરૂપ અને તળાવની વા કુઆની "આવ" એટલે જ્યાંથી પાણી આવે છે તે નાળું. "પાળ"-નું પાલન કર, અને "પાળ" તળાવની ધાર-વગેરે દ્વિઅર્થી શબ્દો છે; પણ આવા શબ્દોમાં નામ અને ક્રિયાપદનો ગોટાળો આજ્ઞાર્થ સિવાયના ક્રિયા રૂપોમાં થવાનો સંભવ ઓછો છે. અને આજ્ઞાર્થ વા પ્રશ્નાર્થ રૂપને ક્રિયાવાચકની કક્ષામાં મૂકીએ તો ઘણા નામોને એમાં સમાવી શકાય. "તમારૂં નામ ?" "આપનું નામ ?" "દૂર !" "હોશિયાર !" એ બધા ક્રિયારૂપો જ છે. અને આજ્ઞાર્થ "આવ !" અને "પાળ !"માં જે ક્રિયાભાવ સમાયેલાં છે તે આમાં પણ છે. આવા ક્રિયાવાચક શબ્દોને કઇ કક્ષામાં મૂકવા તે અગત્યનો પ્રશ્ન છે; તે હમણા નહિ છેડીએ.

## ૨. નામવાકય અને ક્રિયાવાકય.

વાક્યની આપણે ઉપર કરેલી વ્યાખ્યા પ્રમાણે એને નિહાળતા એના બે પ્રકાર સમજી શકાય. શબ્દ-પ્રતિમાઓ બે જાતની હોય શકે. સક્રિય અને નિષ્ક્રિય, "સ્વચ્છ નીર" એ એક સંપૂર્ણ શબ્દ-પ્રતિમા નથી એમ કહેવું સર્વથા અયોગ્ય છે. "સ્પષ્ટ બોલ"-( બોલ નામ રૂપે ) એ પણ એક વાકય જ છે. આવા વાકયોને નામવાકયો કહેવા જોઇએ. "દીકરો ડાહ્યો !" એમ જ્યારે દીકરાને મા કહે ત્યારે તે સંપૂર્ણ વાકય નથી બોલતી એમ જુના જમાનાના વૈયાકરણીઓ ભલે કહે; પણ ભાષાશાસ્ત્રીને તો એને વાકય તરીકે સ્વીકાર્યા વિના ન જ ચાલે. ગૂજરાતી શિવાયની બીજી ઘણી ભાષાઓમાં આવાં વાકયો સંપૂર્ણ મનાય છે. રામ નામના છોકરાની વાત કહેતાં રવીન્દ્રનાથ એમના બંગાળી "સહજ પાઠ"માં લખે છેઃ—

" ગાયે તાર લાલ શાલ. હાતે તાર સાજી.........તાર બાડિ આજ પૂજા. "

આ બધા સંપૂર્ણ વાકયો નથી એમ કહેનારને અમે એટલું જ પૂછીએ, તો પછી વાકયનો અર્થ શો ? વૈયાકરણી કહે તે વાકય, કે ભાષામા વપરાય તે વાકય ? ગૂજરાતી છોકરો જ્યારે કહે " આજ રજા " ત્યારે તે સપૂર્ણ વાકય નથી બોલ્યો એમ કેમ કહેવાય ? રા. ગિજુભાઈ બધેકા આવા નામવાકયોનો બહોળો ઉપયોગ કરે છે; કાઠિયાવાડી બોલીની એ એક વિશિષ્ટતા છે —

" કામાચારૂ વીસ વરસથી ઇતિહાસનો જ શિક્ષક......કામાચારૂ એટલો બધો જાણીતો રહેવાવાળો છતા એકલો જ રહેવાવાળો. ......એક ભલો ઇતિવાસ, એક ભલી એની નીશાળ અને ભલા એના નીશાળીઆ "

આ બધા વાકયોનો ઉપયોગ કરતા ગૂજરાતીએ ભૂલી ગયા છે એમાં અગ્રેજી ભાષાનો કેટલો હાથ છે તે પ્રશ્ન પણ ચર્ચવા જેવો છે પણ એ અત્યારે નહિ. નામવાકયને વધારે તપાસીએ.

ઉપર આપેલા નામવાકયો અને ક્રિયાવાકયોમાં શો ફેર તે હવે સ્પષ્ટ કરીએ. ક્રિયાવાકયો, " અહિં બેસો " " રામ ચોપડી વાંચે છે, " " ગાય દોડી, " વગેરેમાં આપણે ક્રિયાના લક્ષણને પ્રકાશ કરીએ છીએ; જ્યારે નામવાકયમાં વિશેષ્ય વિશેષણનો માત્ર સંબધજ કરાવીએ છીએ આવા વાકયમાં વ્યાકરણ નથી એમ ન કહેવાય " ડાહ્યો દીકરો " કે " આજ રજા " જેવા વાકયોમા વ્યાકરણની દૃષ્ટિએ 'છે,' અધ્યાર ક્રિયાપદને જ્યારે આપણે ઉમેરવા જઇએ છીએ ત્યારે આ બે ભિન્ન પ્રકારના વાકયોને એક કરવા મથીએ છીએ એટલું જ. પણ એમ કરવાની શી જરૂર ? વાત એમ છે કે વિશેષ્ય-વિશેષણના સ્વભાવને આપણે ઉંધા સમજીએ છીએ. "દીકરો

ડાહ્યો છે" એમ કહેતાં કોઇ ક્રિયાનો નિર્દેશ થાય છે એમ માનવું એના જેવી બીજી શી ભૂલ હોઇ શકે ? અથવા "આજ ગજા છે" એ એક સક્રિય વિચાર છે એમ માનવાથી શો અર્થ સરે છે ? નામવાક્યને ક્રિયાવાક્ય સાથે કશી લેવા દેવા નથી. એવા વાક્યોમાં " હોવું " ક્રિયાપદનો ( " હોવું " તે ક્રિયાપદ છે કે સ્થિતિવાચક પદ ? ) સંબંધ-દર્શક સંજ્ઞા તરીખે જ ઉપયોગ થાય છે. એ સંજ્ઞાને વાક્યમાં લાવવાની ખાસ જરૂર નથી. અને લાવીએ ત્યારે પણ એને ક્રિયાપદ તો ન જ કહેવાય. આવા નામવાક્યો જે ભાષાઓ વાપરી શકે તેનીમાં પણ એમને ક્રિયાવાક્યોમાં ફેરવી દેવાની જે ભૂલ થાય છે એની પાછળ રહેલું માનસિક તત્વ સમજવા જેવું છે.

જગતની ઘણીખરી ભાષાઓમાં નામવાક્ય હતું-અને હોઇ શકે; એના દાખલા આપવા આ પુસ્તકનું કામ નથી. સંસ્કૃત કે ગૂજરાતીમાં આવા વાક્યો સ્વાભાવિક છે. तत् सत्यम् જેવું સાદું વાક્ય લઇએ. એવી જ રીતે, " તે સાચું " પણ એક સ્વતંત્ર વાક્ય છે. " તે " અને " સાચું " શબ્દોનો સંબંધ કોઇ પણ સંજ્ઞાથી નથી કરાવાયેલો છતાં ક્રિયાવાચક વાક્યો બોલનારને એમ જ લાગવાનું કે આમા કાંઇ અધુરૂં છે એટલે પછી " તે તો સાચું " ' તે જ સાચું " એવા વાક્યો ઘડી, " તો " કે " જ " જેવા શબ્દો વાક્યમાં ઉમેરે. આવા શબ્દોનો કશો અર્થ જ નથી આવી જ રીતે " તે "-સર્વનામનો પણ સંબંધદર્શક સંજ્ઞા તરીખે ઉપયોગ થાય છે. " સોંઘું તે મોઘું અને મોઘું તે સોંઘું "-વાક્યમાં મોઘા અને સોંઘાની એકતા બતાવવા અહિં જે સર્વનામનો ઉપયોગ થયો છે તે સંબંધ-દર્શક સંજ્ઞા તરીખે જ; ક્રિયાવાચક શબ્દ તરીખે નહિં. વળી રહેજ આગળ જતાં " છે "-ક્રિયાપદને પણ ભાષામાં એક સંજ્ઞા-શબ્દ તરીખે પેસતું જોઇશું.

ગુજરાતીમાં આ ' છે " એકલું સંજ્ઞા-શબ્દનું કામ કરે છે એમ નથી. બીજાં એવાં ઘણાં ક્રિયાપદોનો આવી જ જાતનો ઉપયોગ થાય છે. ક્રિયાપદોના થતા આ ઉપયોગનું એક મોટું કારણ છે. વિશેષ્ય-વિશેષણનો સંબંધ દર્શાવવામાં જ્યારે આપણે સમય પણ દર્શાવવો હોય ત્યારે આવા " ક્રિયાપદ "ની જરૂર પડવાની. **આવાં " ક્રિયાપદોને " આપણે સમય-દર્શક સંજ્ઞા-શબ્દો પણ કહી શકીએ** " કાલે રજા " એમ કહેતાં, આવતી કાલે રજા છે કે ગઇ કાલે હતી એ આપણે સ્પષ્ટ કરી ન શકીએ. એટલે પછી ' કાલ રજા **પડશે** " કે " કાલ રજા **પડી હતી** ' એમ કહીએ છીએ. અહિં " પડવું "-ક્રિયાપદ કોઇ પણ ક્રિયાનો નિર્દેશ નથી જ કરતું. વાત એમ છે કે " પડવું " ક્રિયાપદને અહિં આપણે સમયદર્શક સંજ્ઞા તરીખે જ વાપર્યું છે; અને એવી રીતે ' ક્રિયાપદે ' નામ-વાક્યમા સ્થાન મેળવ્યું છે. આ કાળનિર્દેશને માટે ક્રિયાપદને અપાતું સ્થાન છેવટ એવડું અગત્યનું થઇ પડે છે કે પછી એની જરૂર નથી હોતી ત્યા પણ આપણને વાક્ય અધુરૂં લાગે છે, અને " તે સાચુ કે " જેવા વાક્યો બનાવીએ છીએ. સંસ્કૃતમા તો " तत् सत्यम् " વાક્ય જ વધારે સ્વાભાવિક છે. ગૂજરાતીમાં આ સબંધ દર્શક સજ્ઞાએ કેવુ સજ્જડ મૂળ ઘાલ્યું છે, અને એનાથી ભાષાને બચાવવા કેવા પ્રયત્ન થાય છે એ વિષે બે બોલ અસ્થાને નહિ ગણાય.

સાધારણ ગૂજરાતી પ્રયોગ, " મહાત્મા ગાંધી સેવક છે; એમની સેવા અનન્ય છે; જેવી તેમની સેવા તેવી જ તેમની ભક્તિ છે; " એ જ છે. પણ વાક્યને છેડે વારંવાર " છે " આવતા તે કર્કશ સણાય. એટલે કેટલાક લેખકો આવી જાતનું લખે છેઃ—

" માહાત્મા ગાધી **એટલે** સેવક. એમની સેવા **તો** અનન્ય. જેવી તેમની સેવા **તેવતેવીજ** તેમની ભક્તિ. "

અહિં "એટલે" "તો" વગેરે શબ્દો સંબંધ-દર્શક "છે"નું કામ કરે છે. ઉપર આપેલ બંગાળી નમુનામાં આવા "છે" વિનાનાં વાક્યો સ્વાભાવિક છે; જ્યારે ગુજરાતીમાં "તો" "એટલે" વગેરેને મૂક્યા વિના સાચું ડોલન નથી આવતું. ભાષા માત્ર વ્યાકરણથી નહિ પણ વાક્-શબ્દોથી બને છે એનો આ સજ્જડ પુરાવો છે. ઉપર આપેલા ગુજરાતી વાક્યોમાં શબ્દશ્રુતિમાં ખાલી પડેલી જગ્યા પુરવાને થતા પ્રયાસ તરત જ જણાઇ આવે છે. 'એટલે' અથવા "તો" જેવા શબ્દોથી ભાષામાં કંઇક વિશેષ તત્વ આવે છે ખરું; પણ તે એના અર્થને લીધે નહિં શ્રુતિને લીધે. આવી સંબંધ-દર્શક સંજ્ઞાઓની વ્યાકરણની દૃષ્ટિએ ખાસ જરૂર નથી. તે તો " तत् सत्यम् " કે सा मे माता જેવા કોઇ પણ વાક્યથી સમજાવી શકાય.

નામવાક્યમાં સંબંધ-દર્શક "છે" આવતાં બીજું ઘણું આવી પડયું. એ " કાળ રજા પડશે " જેવા વાક્ય પ્રયોગથી સમજી શકાય. આવા સાર્થ ક્રિયાપદો જ્યારે સંબંધ-દર્શક સંજ્ઞા તરીકે વપરાવા લાગે ત્યારે પછી નામવાક્ય અને ક્રિયાવાક્ય વચ્ચેનું અંતર છેક જ ઓછું થઇ જાય. " આજે ટંડી પડી 'માં પણ પડવાની ક્રિયા કરતાં "હોવા"નું સંબંધ-દર્શકપણું વધારે છે. અવશ્ય "વરસાદ પડશે" જેવા કોઇ ક્રિયાવાક્યનો આધાર તો એને છે જ. પણ એવા વાક્યની અસરને બહુ મહત્વ ન આપવું જોઇએ. વળી આગળ જઇએ તો " દાળમાં મીઠું નથી પડયું " જેવા વાક્યમાં અર્થાનુસાર તો " દાળમાં મીઠું નથી " એટલું જ સત્ય છે. પણ આ " પડયું "-શબ્દથી એનો અર્થ સમૃદ્ધ થાય છે. એટલે કે આ મીઠું નાખવાની ન થએલી ક્રિયા દર્શાવાય છે, એમ તો કબુલ કરવું પડે. ત્યારે આવા વાક્યો ધીરે ધીરે ક્રિયાવાચક થતાં વાર નથી લાગતી એ ખરું. " કોટ ટુંકો પડે " " રાત પણ પડે " " દિવસ ઉગે " અને " બપોર ચડે " એ બધાં નામ-ક્રિયા-

વાક્યો જ છે. એમ કહેવાનું તાત્પર્ય એ છે કે નામવાક્ય અને ક્રિયાવાક્યનું આ સંધિ-સ્થાન છે.

એક તરફ વાક્યો નામ-દર્શકતામાંથી ક્રિયાદર્શકતા તરફ ઢળે છે ત્યારે બીજી બાજુએ ક્રિયા-વાક્યો નામવાક્યો તરફ નમતા આવે છે. સાહિત્યની-અને ઉપનિષદોની પણ-સંસ્કૃત ભાષામાં આવા વાક્યો બહુ પ્રચલિત હતાં. અને આજે પણ પરીક્ષામાં પાસ થવા પુરતું તો સંસ્કૃતમાં એવી જ રીતે ભાષાન્તર કરવું એવું સંસ્કૃતના શિક્ષકો વિદ્યાર્થીઓને પહેલેથી જ શીખવી મૂકે છે. **सा अगच्छत्** જેવા વાક્યમા ક્રિયાપદનું વ્યાકરણ અને સધિને છેક જ ઉડાડી દેવા હોય તો **सा गता** એમ લખી નાખવું એમ સંસ્કૃતનો દરેક વિદ્યાર્થી જાણે છે. પણ આ વાક્યને એણે ક્રિયાવાક્યમાંથી નામ-વાક્ય બનાવી દીધું તે તો ભાગ્યે જ સમજે આ વાક્યમાં નામે ક્રિયાનુ સંપૂર્ણ સ્થાન લીધું છે એમ કહેવાનુ નથી **गम्** ઉપરથી **गत** તે ગમે તેમ તોયે એક ક્રિયા અથવા સ્થિતિનો નિર્દેશ કરે છે. અને તોયે એમાં નામવિશેષ ભાવ તો છે જ. ગૂજરાતીમા આપણે " તે ગયો " એમ કહીએ છીએ. આ " ગયો " ક્રિયારૂપ નામપ્રત્યયો શા માટે લે છે ? કારણ આવા કૃદન્તશબ્દો ( ગયો-મૂળે કૃદન્ત જ છે ) હમેશાં નામ પ્રત્યયો જ લે છે. એટલે જ એમને ક્રિયાનામવાક્ય કહેવું વધારે પ્રાસંગિક છે " ડાહી દીકરી " નામવાક્ય છે તેમ ઘણે અંશે " દીકરી આવી " તે પણ નામવાક્ય જ છે પણ " આવવુ " ક્રિયાપદનું " આવી " ને કૃદત હોવાથી અને આવવાની પૂર્ણ થએલી ક્રિયાનો એમાં નિર્દેશ હોવાથી આપણે એને ક્રિયા-નામ વાક્ય કહ્યું.

નામ વાક્યોમાં ક્રિયા શબ્દોનો પ્રવેશ થવાથી જેમ કેટલીક વિચિત્ર વાક્યરચનાઓ ઉપજી છે તેમ આવા ક્રિયા-નામ વાક્યોથી

પણ ભાષાની કેટલીક વિચિત્રતાઓ જન્મે તે સમજાય તેવું છે. આવી એક વિચિત્રતા "મેં રોટલી ખાધી", "મે ચોપડી વાચી" વગેરે વાકયોમા મળી આવે છે. આવા સહાભેદથી બનતા વાકયો અને મૂળભેદનું ઉડી જવું એને વિચિત્રતા એટલા જ માટે કહી કે "મારાથી ચોપડી વંચાઇ" એવી વાકય રચના પણ સાથે સાથે જ છે એટલે કે "મેં ચોપડી વાંચી" તે જાણે મૂળ ભેદ જ હોય એવો ગોટાળો થાય છે. આ વાકયમાં "મેં" રૂપ તો તોયે સમજાય એમ છે, પણ "અમે કેરી લીધી" અને "તમે વાઘ માર્યો" જેવા વાકયોમાં તો ભાષાના વ્યાકરણનુ કશું જ ઠેકાણું નથી હોતુ. એનું કારણ એ છે કે ક્રિયાવાચક શબ્દને નામવાચક રૂપ આપવા જતાં એની ક્રિયાવાચકતાએ પોતાનું વેર પુરેપુરું લીધું છે નામ અને ક્રિયાના મૂળગત ભેદનું આ પણ સચોટ ઉદાહરણ છે વાકય બોલતાં ક્રિયાવાચક શબ્દની ક્રિયાવાચકતા બોલનારથી નથી ભૂલાતી, અને એથી ક્રિયાનો કર્તા વાકયના કર્તાનું સ્થાન લઇ લે છે વધારે ઉડે જઇએ તો "તમે વાઘને માર્યો" એમ પણ પર બોલાય છે આવી જાતનુ વાક્ય છેક જ ક્રિયાત્મક બની રહે છે; એમા સહાભેદની ગધ પણ નથી રહેતી અને પછી "મેં વાઘને માર્યો "મા "મેં "નો કશો જ અર્થ નથી રહેતો.

ક્રિયાવાકયમાં નામવાચકતા આરોપવાનો વધારે સ્પષ્ટ નમુનો આપણા કૃદન્તોનો નામ તરીખે થતો ઉપયોગ તે છે. "તે મારું માનવું છે.' "એમ કહેવુ ખોટું" વગેરે વાકયોમા ક્રિયાપદો નામ રૂપ ધારણ કરે છે. વળી ગૂજરાતીમાં તો ક્રિયાવાચક શબ્દોના કૃદન્તોના-બધા જ કાળરૂપો નામવાકયમાં વપરાય છે. "તે મારું પાળેનું છે" એમ કહેવુ ગૂજરાતીમાં ખોટું નથી. "**સ્ટીમર આવવાની ખબર પહોંચવા પછી મારું ગયું ન ગયું સરખું.**" આનુ વાકય ગૂજરાતીમાં શક્ય છે. આવા વાકયને કઇ

કોટિમાં મૂકવાં ? " પહોંચવુ " " ગયું " " આવવુ " એ બધાં નામ શબ્દો જ છે. એ વિશે શંકા હોય તો આ જુઓઃ— "સ્ટીમરના આગમનના સમાચારની પ્રાપ્તિ પછી મારું ગમન નિષ્પ્રયોજન હતું." ત્યારે નામ અને ક્રિયાવાક્યોનો ભેદ છેક જ સ્પષ્ટ છે એમ ન કહેવાય.

ઉપર આપેલા નામક્રિયાવાક્યો અને ક્રિયાનામવાક્યોના ઉદાહરણો પરથી આપણે જોઇ શકીએ છીએ કે વાક્યમાં નામ અને ક્રિયાપદને જુદાં પાડવાં અઘરું છે. નામને ક્રિયાદર્શક અને ક્રિયાદર્શકને તે નામ તરીખે વાપરી શકાય. ગૂજરાતીમાં ક્રિયાપદને નામ તરીખે વાપરતાં ભાષાને બહુ મચડવી પડતી નથી. ક્રિયાપદ ઉપરથી અનેક રીતે ક્રિયાનામ ઉપજાવી શકાય. આવા નામો કૃદન્ત-નામો તરીખે ઓળખી શકાય. સંસ્કૃત અને એના કુટુંબની બધી ભાષાઓમાં આવા કૃદન્તનામોનો સુમાર નથી. પણ કૃદન્તનામો ઉપરાંત બીજાં ઘણાં ક્રિયાનામોનો વારસો આપણને મળ્યો છે. એ હવે જોઇએ.

## ૩. નામ-વિચાર

ક્રિયા-નામો બનાવવાને સંસ્કૃતમાં જુદા જુદા પ્રત્યયોનો ઉપયોગ થાય છે. એ જ પ્રત્યયો વાપરી ગૂજરાતીમાં પણ આપણે ક્રિયા નામો બનાવી શકીએ: " ની " ક્રિયાધાતુ ઉપરથી " નેતા " "નીતિ" "નેતૃત્વ" એવા જુદા જુદા નામો બને.

આવા નામોનું પૃથક્કરણ કરવું સ્હેલું નથી. છતાં કેટલાક પ્રકાર તરત જ સમજાય એવા છે. "પ્રીતિ" "નીતિ" "સ્થિતિ" એ બધાં **ક્રિયાવર્ણનાત્મક નામો છે.**

" વક્તા " " નેતા " પ્રભૃતિ શબ્દોનું સ્વરૂપ આમ પ્રત્યયોને

આભારી છે આમ **ક્રિયા–નામ** અને **કર્તા–નામનો** ભેદ તો સ્પષ્ટ છે. ક્રિયાધાતુ પરથી બનતાં આ બે પ્રકારનાં નામોને ભિન્ન ગણી એમને સાચા નામ–શબ્દોમાં ગણી શકાય. પણ ક્રિયાધાતુ ઉપરથી થતા બીજા નામ શબ્દોને સ્વતંત્ર નામ શબ્દોમાં ગણવા એ અઘરૂં છે. નીચેના વાક્યો જોઇએ

" ગાયોને પાળનાર " અથવા " ગાયોનો પાળનાર ";
" ગર્ભને ધારણ કરનાર " અથવા " ગર્ભની ધારણ કરનાર "

આવા વાક્યોમાં જ્યા છઠ્ઠી વિભક્તિ છે ત્યાં તો નામને તરત જ નામ તરીકે ઓળખી લેવાય. પણ " ગાયને પાળનાર " પ્રયોગ જ બતાવી આપે છે પાળવાનું ક્રિયાતત્વ બોલનારના માનસમાંથી રહેજે ખસતુ નથી. અને પછી નામ સાથે પણ ક્રિયાને ઉચિત એવી વિભક્તિનો પ્રત્યય આવી જાય છે. નામ અને ક્રિયાવાચક શબ્દોનો ભેદ પણ જોઇએ તેટલો સ્પષ્ટ નથી; તો પછી વાક્યોનું પૂછવું જ શું !

ક્રિયના સાધનને માટે ' ત્ર "-પ્રત્યય લગાડી ' યંત્રાદિ " **સાધન–નામો** બનાવાય છે. " પાત્ર " અને " શાસ્ત્ર " તે " પાન " અને ' સાશન ' કરવાના સાધનો છે. **આવા નામપ્રત્યયોને કર્તાનામના પ્રત્યયો સાથે કાંઇક સંબંધ હશે તે તો સંસ્કૃત ' વક્તૃ " " નેતૃ " વગેરેના " તૃ " ઉપરથી સમજી શકાશે.**

એવી જ રીતે ક્રિયા પછી પરિણામની વસ્તુ પણ ક્રિયાધાતુ ઉપરથી પોતાના નામ મેળવી શકે. ભેળવવાથી જે વસ્તુ પરિણામે તે " ભેળ '; વિટવાથી પરિણમતી વસ્તુ ' વિટો ", અને " ઓસાવવાથી " પરિણમતી વસ્તુ " ઓસામણ " આ બધાને **પરિણામ–નામ** કહી શકાય

આમ ભાષામાં ક્રિયા-નામો અથવા તો ક્રિયાધાતુ પરથી બનાવાતા નામોનો સુમાર નથી; એટલું જ નહિ, ક્રિયાધાતુ ઉપરથી

થયેલાં ઘણા નામશબ્દો આજે આપણે " સામાન્ય નામો " તરીકે ઓળખીએ છીએ. " પાળ " " આવ " અને " વાઢ " વગેરે શબ્દો સામાન્ય નામો છે. મૂળે એ કૃદન્ત-નામો છે તે ભૂલવું ન જોઇએ.

## ૪. નામ અને વિશેષણ

નામ અને વિશેષણનો ભેદ અતિ અલ્પ છે. " વસ્તુવાચક " અને " ભાવવાચક " નામોનો અભ્યાસ કર્યે આ વાત સ્પષ્ટ થશે.

વસ્તુ-વાચક ને ભાવવાચક નામોમાં મૂળગત ભેદ નથી તે આવા વાકયો પરથી સમજાશે—

" સંકટ સમયે સાંકળ ખેંચવી "

અહિં " સંકટ " શબ્દનો અર્થ " સંકટનો બનાવ " એવો થયો છે. અને સંકટ એક ભાવ અથવા સ્થિતિવાચક નામ તો છેજ. એવી જ રીતે " મીઠાઇ " એ મૂળે તો " મીઠાશ "-( જેવી રીતે જુદાઇ ) અર્થવાળુ ભાવવાચક નામ જ છે. પણ " મીઠાઇ " એટલે " મીષ્ટાન્ન " તે પદાર્થ અથવા વસ્તુવાચક નામ છે. " સાહસ " શબ્દ ભાવવાચક છે. અને છતાએ સાહસ-કર્મોને માટે તો આજની ગૂજરાતીમાં એ એક જ શબ્દ છે. અને " સાહસ ખેડવુ " જેવા વાકયમા એની વસ્તુવાચકતા સ્પષ્ટ વ્યક્ત થાય છે. આમ આપણે જોઇએ છીએ કે ભાવવાચક શબ્દને વસ્તુવાચકતા તરફ ઢળતા વાર નથી લાગતી. " આગમા હાથ દેવો મૂર્ખાઇ છે. " એની સાથે સાથે " તેની મૂર્ખાઇઓ અપાર છે, " જેવા વાકયને સરખાવતા " મૂર્ખાઇ "માં રહેલી વસ્તુ વાચકતા સ્પષ્ટ થશે. એની " મૂર્ખાઇઓ " એટલે એના " મૂર્ખ-કૃત્યો. "

મૂર્ખ શબ્દ નામ અને વિશેષણ બન્ને તરીકે વાપરીયે. "તું

મોટો મૂર્ખ છે" અને 'તું બહુ મૂર્ખ છે' એ બે વાક્યોમા મૂર્ખ–શબ્દ બે રીતે વપરાયો છે પહેલામાં નામ અને બીજામા વિશેષણ તરીખે આ બે વાક્યમા "મૂર્ખ"ના બે વિશેષણ વાક્યના સ્વભાવમાં ફેર લાવી મૂકે છે. "મોટો મૂર્ખ" એમ કહેતાં આપણે "મૂર્ખ"ને નામ ઠરાવ્યુ, 'બહુ મૂર્ખ" કહેતાં વિશેષણ ઠરાવીએ છીએ. આ વાક્યરચનાનો આઝો ભેદ બોલનારના માનસિક વલણ પૂરતો જ છે. વાક્યના અર્થમાં કશો જ ફેર નથી. મૂર્ખાઈનું માપ બન્નેમા સરખુ જ છે. ભેદ માત્ર એટલો જ છે કે બોલનાર એક વખત "મૂર્ખને" નામરૂપે સમજે છે અને બીજી વખતે વિશેષણ ગણે છે એટલે જ બે ભિન્ન શબ્દો 'મોટો" અને "બહુ"–વિશેષણ અને 'ક્રિયા વિશેષણ"–અવ્યય વપરાયા છે બન્ને વાક્યો નામવાક્યો જ છે એમાં શંકા નથી.

દરેક નામને વિશેષણ અર્થે વાપરી શકાય "એ ગધેડો છગન હજી આવ્યો નહિં." એ વાક્યમા શુદ્ધ નામ વિશેષણ બને છે એવી જ રીતે "આંધળો" "માણો" 'બહેરો' વગેરે શુદ્ધ વિશેષણો નામ બની શકે.

**આપણે જોયું કે ક્રિયાવાચક અને નામવાચક શબ્દોમાં થોડો ફેર છે; પણ નામને વિશેષણથી જુદું પાડવું મુશ્કેલ** છે નામના પ્રકારો ઘણા છે. ક્રિયાને કેન્દ્ર કરીને નામનું પ્રથકકરણ કરતાં આપણે ચાર પ્રકારના નામ મેળવ્યાં. **ક્રિયાનામ** અને કર્તા-**નામ**, અને એમાંથી જ નીપજતા **સાધનનામ** અને **પરિણામ-નામ**. વળી વસ્તુવાચક, ભાવવાચક વગેરે નામના ભેદ તો છે જ.

### ૫ પ્રતિમાશબ્દ અને વ્યાકરણશબ્દ.

પ્રતિમાશબ્દોનો સંબંધ કરાવવાનું કામ સંજ્ઞાશબ્દો કરે છે. આવી શબ્દસંજ્ઞાઓથી ગઠિત પ્રતિમા-શબ્દો એક સંપૂર્ણ શબ્દ

પ્રતિમાને આપણા મનશ્ચક્ષુ સામે ખડી કરે છે એમા થતી માન સિક ક્રિયાનો અભ્યાસ આપણે આગળ એક જગ્યાએ કર્યો

"દાતા દાન દે છે" એ વાક્યમા દા–ક્રિયાધાતુમાં "તા' અને 'ન" પ્રત્યયોથી જે વ્યાકરણ લવાય છે તેનાથી શબ્દમા જ પરિવર્તન ઘટ્યુ છે "દે છે'મા વ્યાકરણ સબધ કરાવતી સજ્ઞા જુદી છે એવો ભાસ માત્ર છે, વાગ્–દષ્ટિએ તો આ સજ્ઞા પણ પ્રતિમા શબ્દનુ એક વિશિષ્ટ સ્વરૂપ ઉપજાવતી સજ્ઞા માત્ર છે એટ્લે કે 'છે" સજ્ઞાને પણ આપણે એક પ્રત્યય જ લેખી શકીએ. આવી– 'તા" "ન" કે છે જેવી શબ્દ–સજ્ઞાઓથી જ વ્યાકરણ વ્યક્ત થાય એવુ કશુ નથી શબ્દના અતરમા જ સ્વર–પરિવર્તનથી ઘણીવાર વ્યાકરણ દર્શાવાય છે. સસ્કૃતમા થતા ગુણ અને વૃદ્ધિ આ પ્રકારની સજ્ઞાઓ છે. ' ગુણ " ઉપરથી " ગૌણ " કરવાથી વ્યાકરણ વ્યક્ત થાય છે "મરવુ," 'મારવુ," "પડવુ" 'પાડવુ" વગેરે ક્રિયારૂપોમા સ્વરપરિવર્તનથી જ વ્યાકરણ દર્શાવાય છે અગ્રેજી ભણતા નિશાળીઆને શબ્દોના બહુ વચન શીખવા જે માથાફોડ કરવી પડે છે એનુ કારણ પણ આ વિશિષ્ટ પ્રકારની સજ્ઞા જ છે. Man, Men goose, geese આવી જાતના વ્યાકરણ–શબ્દો છે

માત્ર સ્વરભારથી જ વ્યાકરણ સબધ ઘટાવવાનુ ઉદાહરણ વેદનુ 'ઇન્દ્રશત્રુ' કે 'ઇન્દ્રશત્રુ "ના બે વિરૂદ્ધ અર્થ માત્ર સ્વરભાર બદલાવ્યે જ થઇ જાય છે. ઉચ્ચાર–શુદ્ધિ પર તે વખતના બ્રાહ્મણો જે ધ્યાન આપતા તેનુ કારણ આ છે. વળી ગૂજરાતીમા પણ આવી જાતના જ વાણીભારથી વ્યાકરણ દર્શાવાય છે. " કેવી મજા પડી ?" અને 'કેવી મજા પડી !" એ બે વાક્યોના અર્થમા ફેર લાવવા માટે લખાણમા પ્રશ્નવિરામ અને આશ્ચર્યવિરામના ચિન્હો મૂકાય. પણ બોલતી વખતે આપણે શુ કરીએ છીએ ?

કોઇ કહેશે કે એ બે વાક્યો જુદાં જ છે. પણ બોલનાર એને જુદાં કરી કેવી રીતે બતાવે છે એજ પ્રશ્ન છે. વળી આગળ જ્યએ તો ગુજરાતી ભાષામાં પ્રશ્નાર્થ વાકયો માટે જુદી રચના જ નથી. અને પ્રશ્નાર્થ તે એક જુદી વ્યાકરણ રચના તો છે જ. " હું જઇશ ? " વાકયમાં અને " હું જઇશ " વાકયમાં વ્યાકરણનો ભેદ સ્પષ્ટ છે. પણ એ ઉપરાત " હું જઈશ ? " એ પ્રશ્નાર્થ વાકયને " હું " ઉપર વધારે ભાર દઇ બોલતાં નિશ્ચયાત્મક નકાર બતાવતું વાકય કરી શકાય. " હું જઇશ ? " એ વાકય " હું હરગીઝ નહિ જાઉં "નાં કરતાં કેટલું સ્વાભાવિક છે તે સમજાવવું ન પડે.

પણ આવા સ્પષ્ટ સ્વરભારથી જ માત્ર વ્યાકરણ દર્શાવાય એમ કોઇ ન માને. આપણે બોલવામાં જે વિરામનો ઉપયોગ કરીએ છીએ તે પણ વ્યાકારણ દર્શાવવા માટે જ. સંસ્કૃતમાં સંબોધન વિભક્તિ પ્રત્યય વિનાની છે. કારણ એમાં વિરામનો ઉપયોગ થાયછે.

શબ્દાનુક્રમ ઉપરથી વ્યાકરણ દર્શાવવાની પ્રથા આજકાલની ઘણીખરી અગ્રગણ્ય ભાષાઓમાં દેખાવા લાગી છે. જુની " આર્ય-ભાષાઓમાં " એમ કરવુ જરૂરનુ ન હતું કારણ કે વિભક્તિ–પ્રત્યયો અને ક્રિયાપદ–પ્રત્યયોનું એમા બાહુલ્ય હતુ. **भोक्ता नरस्य** અને **नरस्य भोक्ता** જેવા વચનને ગમે તેમ આડું અવળું કર્યે અર્થમા કાંઇ ફેર નથી પડતો. પણ ગૂજરાતીમા " માણસનો ખાનાર " અને " ખાનાર માણસનો " એ બે વચનોમાં ઘણો મોટો અર્થ ભેદ છે. વળી " રામે રાવણ માર્યો " જેવા વાક્યનું અંગ્રેજી કરવામાં શબ્દાનુક્રમ ઉપર બહુ ધ્યાન આપવું પડે છે. ગૂજરાતીમા એવો ગોટાળો તો નથી થતો, પણ " પંડિત બ્રાહ્મણ " અને " બ્રાહ્મણ પંડિત " જેવા પ્રયોગોમાં શબ્દાનુક્રમ ઉપર જ ઝીણો અર્થ ભેદ સમાયેલો છે. સંસ્કૃત સમાસો પણ શબ્દાનુક્રમ ઉપર નભતી

વ્યાકરણ રચના છે. नीलघन અને घननील માં અર્થ ભેદ સ્પષ્ટ છે. " રામ ફળ ખાય છે." એવા વાક્યમાં ફળ રામને ખાઇ શકે જ નહિ માટે આપણે માની લઇએ કે રામ ફળનો ખાનાર છે. પણ " સાપ નોળીઓ મારે છે ' કે " નોળીઓ સાપ મારે છે " તે આપણે કેવી રીતે નક્કી કરવું ? આ પ્રશ્ન ગૂજરાતી વૈયાકરણીઓએ નક્કી કર્યો છે ? કોઇ કહેશે " નોળીઓ સાપને મારે છે " એમ કહેવું. પણ એ હાલની ગૂજરાતીમાં કઢંગી વાક્યરચના છે. " રામ ફળને ખાય છે " એવું બોલનાર ગૂજરાતીને આપણે શું કહીએ ! બંગાળીમાં પણ " આમાકે તોમાકે ખાવાતે હોબે " જેવા વાક્યમાં ખવડાવનાર કોણ એનો ગોટાળો પડે છે. સાદી વાત તો એ છે કે એવા વાક્યોમાં શબ્દાનુક્રમ ઉપરથી કર્તા–કર્મનો ભેદ નક્કી કરવો. અંગ્રેજીમાં એમ થાય જ છે.

જુની " આર્ય ભાષાઓમાં " ધાતુઓને વ્યાકરણસંજ્ઞાઓ સાથે એવી રીતે જોડવામાં આવતી કે મૂળ ધાતુને સંજ્ઞાથી જુદી છે તે કહેવું અઘરૂં થતુ. दास्यति જેવા રૂપમાં दा–स्य–ति એવા જુદા જુદા તત્વો છે એમ તરત પરખાય. પણ दीयतेमा दाનો दी થઇ જાય છે. આવા શબ્દો બનતાં ભાષાનું વ્યાકરણ ઘણું જ અવડ અવડીઉં થાય. આજે આપણે " તે દેશે " કે " દેવાય છે." એટલું જ કહી પતાવીએ છીએ. એમાં ખાસ લક્ષ્ય કરવા જેવું એ છે કે " તે દેશે "માં દર્શાવાતા સમય અને વચન પહેલાં માત્ર " दास्यति " જેવા એક જ શબ્દથી બતાવાતું. " दास्यति " અને " તે દેશે " બન્ને સંપૂર્ણ શબ્દ પ્રતિમાઓ છે.

ઉપર આપેલ दीयते, અથવા ददौ જેવા રૂપો ઉપર સ્હેજ વધુ ધ્યાન આપવું અસ્થાને નહિ ગણાય. આપણે " दास्यति " જેવા રૂપમાં " दा "–ને ધાતુ-શબ્દ ઠરાવ્યો. બીજી બાજુ

" दीयते " અને " ददौ "માં આપણી મરજી મુજબ પરિવર્તન–આરોપણ કર્યું. " दा "નું " दी "થી થયેલું સ્વરપરિવર્તન અને " ददा "થી થતું અક્ષર–પુનરાવર્તન ક્યાંથી આવ્યા ? શબ્દ–સંજ્ઞાઓની ગૂંચમાંથી ધાતુને છૂટો પાડી, એનું સ્વતંત્ર અને સુસ્પષ્ટ સ્વરૂપ જાણવું એ ભાષા બોલનારને માટે જરૂરનું છે. બહુવિધ વ્યાકરણસંજ્ઞાઓથી જકડાયેલ મૂળ–ધાતુને મુખ્યસ્થાન આપવાની ક્રિયા તે આર્ય ભાષાઓનું ખાસ લક્ષણ છે.

ઉપર "दा"ને આપણે ધાતુશબ્દ કહ્યો; તે તો સંસ્કૃત વૈયાકરણીઓને માન આપીને. ધાતુને સ્વતંત્ર અસ્તિત્વ નથી હોતું. લે-વું, દે-વું, કર-વું વગેરે શબ્દોમાં લે-દે-કર વગેરે શબ્દો ધાતુ તરીકે તરત ઓળખી શકાય એમ કહીએ તો અતિશયોક્તિ થાય. વૈયાકરણીઓ હવે એને **મૂળપદ** કહે છે. કારણ કે " દેવું " ઉપરથી " દીધું " થાય ત્યારે " દે " કે " દા "–ધાતુ ઉડી જઈ ત્રીજો "દી" ધાતુ થાય; એટલે કે द् અક્ષરના અંત્યસ્વરને પરિવર્તનશીલ ઠરાવી શકાય; અને द्ને ધાતુ તરીકે સ્વીકારવો પડે; એમ નહિ કરતાં આપણે " દે " કે " દા " ને ધાતુ તરીકે સ્વીકારીએ એનો કશો જ અર્થ નથી. **"दा" જેવા ધાતુશબ્દો ઉપર જ પ્રત્યયસંસ્કાર નથી થતો. વળી " મૂળપદ " ઉપર જે સ્વરસંસ્કાર થાય છે એના વિના પદને પણ અસ્તિત્વ નથી.**

'કુતરો' શબ્દનું બહુવચન "કુતરા" અથવા "કુતરાઓ" કરીએ છીએ ત્યારે ઓ–પ્રત્યય જ્યાં લાગે છે ત્યાં પણ "કુતરો"નું "કુતરા" કર્યા વિના નથી ચાલતું. "ઓ"નું "આ"–માં પરિવર્તન ન થાય ત્યાં સુધી ઓ–પ્રત્યયનો કશો અર્થજ ન રહે. પદમાં સ્વર પ્રસારનું આવું મહત્વ સંસ્કૃતમાં પણ છે. **रामेण** અને **रामायनी** જગ્યાએ **रामण** અને **रामयनो** કશે અર્થ નથી. ગુજરાતીમાં પણ

" અંધારામા " ' આધારેથી " અને " અધારાથી " એ બધા રૂપો સરખાવતા સ્વર-પરિવર્તન અથવા સ્વરપ્રસાર વિના વિભક્તિ પ્રત્યયો નકામા છે એની ખાત્રી થશે

" આર્યભાષાઓમા " સામાન્ય રીતે પ્રત્યયો ધાતુને છેડે લગાડાય છે જગતની બીજી ભાષાઓમા પ્રત્યયોને આગળ મૂકાતા હોય તે કલ્પ્ય છે પ્રત્યયો આગળ લગાડીએ કે પાછળ; પણ આર્ય-ભાષાઓમા તો તેઓ મૂળ-પદ સાથે ભળી જઇ અભેદ શબ્દરૂપ બનાવી દે છે ચીનદેશની ભાષામા ધાતુ-શબ્દો અને પ્રત્યય-શબ્દો એક બીજામા ભળી જવાના દાખલા થોડા જ છે. આર્યભાષાઓના વિકાસમા આ પ્રત્યયો જુના સ્વરૂપમા જુદી જ શબ્દસંજ્ઞાઓ હોય તેમ બનવા જેવુ છે આજે તે મૂળપદમા ભળી એમા એવા તો ઓતપ્રોત થઇ ગયા છે કે ઉપરનુ કથન માત્ર કલ્પના હશે એવું લાગે આગળ ઉપર આપણે જોઇશું કે આ માત્ર કલ્પના જ નથી.

વ્યાકરણ-સંજ્ઞા-શબ્દ કે જેનુ અસ્તિત્વ માત્ર સંજ્ઞા પુરતું જ હોય એવો શબ્દ સંસ્કૃત " ઇતિ " છે. સંસ્કૃતમા " ઇતિ " વ્યાકરણ-સંજ્ઞા રૂપે જ વપરાય છે " આમ તે બોલ્યો " અથવા " આમ વાત હતી " એમ કહેવાને બદલે " ઇતિ " સંજ્ઞાથી કામ ચલાવાય. એ શબ્દનો અર્થ આપવો હોય તો એનો વ્યાકરણમા થતો ઉપયોગ સમજાવ્યા સિવાય છૂટકો નથી આવી જ જાતના શબ્દો ગૂજરાતી અને એના જેવા બીજી ભાષાઓમા છે; સામાન્યતઃ એવા શબ્દોને અવ્યયો કહેવાય છે

" થકી " " માટે " વગેરે શબ્દોને ગૂજરાતી વ્યાકરણોમાં વિભક્તિ પ્રત્યયો તરીકે ઓળખાવાય છે એની યોગ્યતા વિશે બે મત હોત ઉપર બતાવ્યા પ્રમાણે પ્રત્યયો ધાતુ-શબ્દને જેવી રીતે

વળગે છે—અને એની સાથે એક થઇ જાય છે—એમા અને આવા છૂટા પડી રહેતા સંજ્ઞા-શબ્દોની વાક્યરચના બહુ ભિન્ન છે. ગૂજરાતીમાં " થકી " અને એના જેવા " અવ્યયો "ને સ્વતંત્ર અર્થ નથી રહ્યો; પણ એ જુના પ્રતિમા-શબ્દનો નિર્જીવ દેહ જ છે. બીજા કોઇ પ્રતિમા-શબ્દ સાથે આવે ત્યારે જ એનો અર્થ સમજાયઃ આવા શબ્દોનો અર્થ એક જ નથી હોતો. જુદે જુદે સ્થળે તે જુદી જુદી વ્યાકરણસંજ્ઞાનું કામ કરે છે. " થકી " શબ્દનો અર્થ કોઇ જગ્યાએ " વડે " તો કોઇ જગ્યાએ " નાં કરતાં " એવો થાય છે. " વડે " શબ્દનું પણ એવું જ છે. **પ્રત્યયો અને આવા અવ્યય-શબ્દોનો ભેદ તે આ. એમના ઉપયોગમાં જેટલું વૈવિધ્ય લાવી શકાય તેવુ પ્રત્યયોમાં નથી લાવી શકાતું** આવા અવ્યયો મુળપદથી છૂટા રહે છે. એને લીધે વાક્ય રચનામાં જે છૂટ રહે છે તે પ્રત્યઓવાળા વાક્યોમાં નથી રહેતી. ખાસ કરીને કવિતામાં આવા છૂટા અવ્યયો છંદને ઘણો જ સરળ કરી મૂકે છે. સંસ્કૃત પદ્ય-રચના કરતાં ગૂજરાતી પદ્ય-રચના સહેલી છે એનું કારણ આજ છે. પ્રત્યયો વપરાયેલી કોઇ પણ ગૂજરાતી જ કવિતાને બીજી કોઇ કવિતા, જેમાં પ્રત્યયોને બદલે આવા અવ્યયો વપરાયા હોય તે સાથે સરખાવતા, આ વાત સ્હેજે સમજાશે.

વ્યાકરણસંજ્ઞાઓના આવા અભ્યાસ પછી, અને એના જુદા જુદા પ્રકારોને ધ્યનમાં લેતા, વ્યાકરણસંજ્ઞા કોને કહેવી ન કહેવી, અને એનો ઉપયોગ-નિર્ણય કરવો એ સ્હેલું નહિં લાગે. પરંતુ પ્રત્યયોને તો ચોકકસ વ્યાકરણસંજ્ઞાઓમાં લેખી શકાય. એ સંજ્ઞાઓથી વ્યાકરણ નિર્દેશ સ્પષ્ટ થાય છે. એટલે પ્રત્યયોનો જરા ઉંડો અભ્યાસ કરવો જરૂરનું છે. બધા જ પ્રત્યયોનો અભ્યાસ કરવો તે આ પુસ્તકનું કામ નથી. પણ વ્યાકરણના-સામાન્ય વ્યાકરણના કેટલાક પ્રકારો આપણે લઇએ.

## ૬. વ્યાકરણ-વિધાન

બધા જ પ્રત્યયોનો અભ્યાસ કરવા બેસીએ તો આ પ્રકરણનો અંત ઘણો લંબાય. વળી જુદી જુદી ભાષાઓમાં પ્રત્યયના લક્ષણ પણ જુદાં જુદાં હોય છે. એ બધાંને આવી પ્રવેશિકામાં સ્થાન ન હોય. વળી ભાષા રૂપાંતર પામતાં વ્યાકરણ-વિધાન પણ રૂપાંતર પામે. સંસ્કૃતની આઠ વિભક્તિમાંથી આજે ગૂજરાતીમાં થોડી જ રહી છે. " રામ માટે " અને " રામ વતી " જેવા પ્રયોગોને વ્યાકરણમાં ભલે વિભક્તિ કહેવાય. પણ આ સાચી વિભક્તિ-પ્રત્યયોથી બનતી વિભક્તિ નથી. " નગ્ન સ્નાન કરવું જોઇએ નહિં " વા " કરવું નહિં " એમ આજે આપણે કહીએ છીએ. આમાં કોઇ વિશિષ્ટ પ્રત્યયોથી ક્રિયા-ભેદ દર્શાવાતો નથી. સાહાકારક ક્રિયાપદ વા કૃદન્તથી આપણે કામ ચલાવીએ છીએ. સસ્કૃતમા આવા વાકયો માટે એક વિશિષ્ટ રચના હતી " न नग्नं स्नायेत् " એ વિઘર્થના રૂપ આજે આપણી ભાષામાંથી અદૃશ્ય થયાં છે. સંસ્કૃત "એવરીષ્ટ "નું આપણી ભાષામા નામ નિશાન નથી. એટલું જ નહિં, સાહિત્યની સંસ્કૃતમાં પણ " એવરીસ્ટ " ઓછો જ વપરાતો. આપણી ભાષામાં આજે ઘણી વિભક્તિઓ અને ક્રિયા-કાળોનો નાશ થયો હોવાં છતા હજી પણ વૈયાકરણીઓ એ બધાના નામને પકડી રહ્યા છે. એનાથી આપણે છેતરાવું ન જોઇએ.

વ્યાકરણવિધાનના બધા મળી કેટલા પ્રકારો થાય એ હજી કોઇ પંડિતે નક્કી કર્યું નથી. જગતની બધી જ ભાષાઓનો અભ્યાસ કરી આવું વ્યાકરણ ઘડી કાઢવું કોઇ પણ વ્યક્તિ કરી શકે નહિ. પણ આપણી ભાષાના વ્યાકરણ વિષે થોડું કહીએ.

દરેક વાકય કાં તો નામવાકય અથવા ક્રિયાવાકય હોય. નામની સાથે જાતિ અને વચનના પ્રત્યયો ભળે. આટલું સાદું વ્યાકરણ

પ્રાથમિક શાળાનો કોઇ પણ વિદ્યાર્થી સમજે. એ પ્રાથમિક પ્રકારોને જ આપણે જોઇશુ.

લગભગ બધી જ આર્ય ભાષાઓમાં નામને જાતિ પણ હોય છે. બંગાળી, અંગ્રેજી વગેરે ભાષાઓમાં પણ હજી જાતિના અવશેષ એમનુ સ્થાન છોડતા નથી. ગૂજરાતીમાં "શૂળ"-શબ્દને બે રીતે વપરાય છે. "શૂળ"-નાન્યેતર જાતિનો શબ્દ હોય ત્યારે એનો અર્થ એક પ્રકારની શારીરિક વેદના એવો થાય. બાવળ કે થોરની શૂળની નારીજાતિ છે. બીજી બાજુએ "તે" જેવા સ્ત્રીજો-પુરૂષ-વાચક સર્વનામને નારીજાતિનું રૂપ જ નથી. આવી જાતનો જ્યાં ગોટાળો હોય ત્યાં શબ્દની જાતિમા કોઇ માનસિક-તત્ત્વ રહ્યુ હશે એમ માનતા માન અચકાય. "પલંગ" કેવો "બિછાનું" કેવુ કેમ ? "ઝાડુ" કેવુ અને "સાવરણી" કેવી ! "કાન" કેવો; "નાક" કેવું; અને "આંખ" કેવી ! આવા શબ્દો જોતાં એમ થયા વિના ન રહે કે શબ્દની જાતિમાં કોઇ જાતનો નિયમ કે ન્યાય નથી હોતો. વળી જુદી જુદી ભાષાઓ તે જ શબ્દની જાતિ ફેરવી નાખે છે. થોડાક મરાઠી અને ગૂજરાતી શબ્દોને સરખાવતાં આ પ્રતીતિ તરત થશે

વળી તેની તેજ ભાષામા શબ્દો જાતિ બદલાવે છે. સંસ્કૃત "નાસિકા" આજે "નાક" બન્યું છે. કોઇ ગૂજરાતી લેખક આજે વૃક્ષને "આ વૃક્ષ કેવો ઉંચો છે !" એમ કહે તો ! સસ્કૃત અને પ્રાકૃતોમાં પણ જાતિ-પરિવર્તનના દાખલા મળી આવે છે. વસ્તુની નૈસર્ગિક જાતિ અને વ્યાકરણ જાતિને કાંઇ મેળ નથી તે તો સંસ્કૃત दारः, कलत्रम्, અને भार्या ઉપરથી તરત સમજાશે.

વ્યાકરણજાતિ અને નૈસર્ગિક જાતિમાં મેળ નથી હોતો એ તો ગૂજરાતી ભાષાને પણ કબુલ કરવું પડે. "આચાર્ય," "ઉપાધ્યાય" વગેરે શબ્દોની નારીજાતિ ગૂજરાતીમાં કેમ દર્શાવાય ? વળી આજ-

કાલ "સ્ત્રી-વૈદો" અને 'સ્ત્રી-વકીલો" પણ હોય છે. એમને માટે ગૂજરાતી ભાષામાં વ્યાકરણ-શબ્દો નથી બીજી બાજુ આવા ધંધા-નામોની નારી જાતિ દર્શાવવુ શક્ય છે ધોબી-ધોબણ આપણે વાપરીએ છીએ બ્રાહ્મણ-બ્રાહ્મણી પણ ગૂજરાતીમા છે પણ એનુ કારણ જરા જુદુ છે 'ધોબણ" "બ્રાહ્મણી' વગેરેથી આપણે તે તે જાતિની બધી જ સ્ત્રીઓનો નિર્દેશ કરીએ છીએ, નહિ કે એવી જાતનો રોજગાર કરતી સ્ત્રીઓનો વકીલ અને વૈદ જ નહિ, ભીસ્તી અને ફરાસ શબ્દોની પણ નારી જાતિ દર્શાવવી રહેલુ નથી.

હવે શબ્દ-સ્વરૂપ તરફ વળીએ શબ્દના ધ્વનિમા જ જાતિ દર્શાવવાનુ કાઇ લક્ષણ હોય તો તો ઉત્તમ પણ ગૂજરાતી ભાષામા એવુ નથી 'વાળ' અને 'ગાળ"ની જાતિ એક નથી 'ખાણુ' "પ્રાણ' અને 'છાણ' જુદી જુદી જાતિન શબ્દો છે એવી જ રીતે સંસ્કૃતમા ઇ-કારાન્ત નર નારી-અને નાન્યેતર જાતિના શબ્દો છે ઉ-કારાન્તનુ પણ તેમજ વળી ઋ-કારાન્ત શબ્દોના "પિતા' અને માતા" જેવા રૂપોની જાતિ શબ્દ ઉપરથી પારખવી કઠણ છે વાક્યમા એવા શબ્દોના જાતિ વિશેષણોથી (ગૂજરાતીમાં) પરખાય મારો 'ભાઇ અને એની દાઇ' શિવાય શબ્દની જાતિ ઓળખવાનુ સાધન નથી

પ્રયોગમાં તુચ્છતાનો ભાવ રહ્યો છે. તે ગમે તેમ હો, ઉપર આપેલા પ્રત્યયોથી ઘણે અંશે સજીવ નિર્જીવ પદાર્થનો ભેદ દર્શાવાય છે એટલું ચોક્કસ.

શબ્દોના અંત્ય-ઉચ્ચારોથી એમનું વર્ગીકરણ કરવાની પ્રથા જૂની છે. સંસ્કૃતમાં વસ્-વત્ ન-તૃ-ઈ-ઉ-આ કારાંત એવા સ્પષ્ટ નામ-વર્ગો છે અને તે તે વર્ગના શબ્દો પોતાની જાતિ ઉપરાંત એમના શબ્દસ્વરૂપથી વિભક્તિ પ્રત્યયો લે છે. આવા શબ્દોમાં પ્રત્યયના ભિન્નપણા કરતાં પ્રત્યય લાગતા એ શબ્દોના સ્વરૂપમાં જ થતા ફેરફારો ધ્યાનમાં લેવા લાયક હોય છે. **विद्वस्** શબ્દની બીજી વિભક્તિનું બહુ-વચન **विदुष** વિદ્યાર્થીને વિચિત્ર લાગે છે તેનું કારણ એને જણાવવામાં આવતું નથી. પણ એના કારણો હોય જ છે એનો વિગતવાર અભ્યાસ કરવાનું આપણને ન પોસાય.

ઉપર આપણે કરેલી ચર્ચાથી જાતિનો શો ઉપયોગ હશે તે કહેવું શક્ય નથી. પણ નામ-જાતિ જૂની આર્યભાષાના શબ્દાંતોને આભારી હોય તો ના નહિ. એમાં આપણી માન્યતાઓ, આપણા સંસ્કારો અને શબ્દશ્રવણથી ઉપજતા વિચાર-સંસર્ગે જાતિભેદના મૂળ ઉંડા નાખ્યા હોય એટલું જ અત્યારે તો માનવું રહ્યું.

**વચન**—વ્યાકરણમાં વચનનું સ્થાન જાતિના સ્થાન કરતાં વધારે સ્વાભાવિક છે. શબ્દજાતિથી વાક્યમાં કાંઇ ખાસ ઉમેરો થતો નથી. પણ એક જ વસ્તુની વાત થાય છે કે બહુ વસ્તુઓની તે જાણવું જરૂરનું છે. તો એ વ્યાકરણમાં વચનને હંમેશા આવા વિવેકથી વાપરીએ છીએ એવું નથી.

આજની ઘણીખરી આર્યભાષાઓમાં એકવચન અને બહુ-વચન જ રહ્યાં છે. જુની આર્યભાષાઓમાં દ્વિવચન પણ હતું.

સંસ્કૃત દ્વિવચને પ્રાકૃતો અને પાલીના જમાનાથી વિદાય લેવા માંડી યુરોપની થોડી આર્યભાષાઓમાં હજી દ્વિવચનને સ્થાન છે જુની આર્યભાષાઓમાં દ્વિવચને કેવી રીતે સ્થાન મેળવ્યું તે નક્કી કરવું કઠણ છે પ્રકૃતિમાં આપણે મનુષ્ય-શરીરના કેટલાક અવયવોનું દ્વિત્વ જોઈએ છીએ; એ ઉપરાંત લગ્નની પ્રથાને લીધે "બે જણ"ની વાત સાથે કરવાના પ્રસંગ ઉભા થતા હોવા જોઈએ; વળી વેદના કામમાં દેવ-દ્વયની કલ્પના અતિ સુસ્પષ્ટ હતી "મિત્રાવરૂણ" "દ્યાવાપૃથિવી" વગેરે આ દ્વિત્વના નમુના છે એ પ્રતિસ્પર્ધીઓની કલ્પના પણ એટલી જ જુની અને સ્વાભાવિક છે "સુર-અસુર" "દેવ-દાનવ" વગેરે પ્રતિસ્પર્ધીઓના ઝઘડા મટતા જ નહિ આની બધી પુરાતન-કલ્પનાઓની જરૂરીઆત પુરી પાડવા દ્વિવચને ભાષામાં ઘર કર્યું હોય તો નવાઈ નહિ એવી જરૂર આજે નથી અને દ્વિવચન પ્રાયલુપ્ત દશાએ પહોંચ્યું છે.

પણ આ દ્વિવચન ગયું તો આપણને એક બીજી જ વચન સંજ્ઞાની જરૂર ઉભી થઈ છે એ જરૂર હજી કોઈ ભાષામાં પૂરાઈ હોઈ એવું જાણ્યામાં નથી ગૂજરાતીમાં, 'ઘોડો ઘાસ ખાય છે" જેવા વાક્યથી કોઈ એક ઘોડો ઘાસ ખાય છે એમ સમજવું ? "માણસ માત્ર ભૂલને પાત્ર છે" એ વિચાર વ્યાકરણથી કેમ પ્રદર્શિત કરવો ? ' માણસ "થી કે " માણસો "થી ? ગમે તેમ કરીએ તો પણ એમાં દ્વિઅર્થી ભાવ રહેવાનો. વળી ' બ્રાહ્મણનું કુળ " કે " બ્રાહ્મણોનું કુળ " કહેવું તે પણ નક્કી નથી. શુદ્ધ ભાષા લખવાના આગ્રહીને આવા પ્રયોગો મુંઝવે, એવી જગ્યાએ કોઈ સમષ્ટિવાચક સંજ્ઞા હોય તો બહુ સારૂં ગુજરાતીમાં એવું નથી.

બંગાળી ભાષામાં સમષ્ટિવાચક પ્રયોગ ધીરે ધીરે દાખલ થતો હોય એમ લાગે છે. "ઘોડા દાઓ" એટલે કોઈ અમુક

ચોપડી આપો; અને "બોઇગુલો દાઓ ' એટલે ચોપડીઓ આપો; આવા બંગાળી પ્રયોગો સાથે "આમાકે બોઇ દાઓ" જેવા પ્રયોગોને સરખાવતા પ્રતીતિ થશે. "આમાકે બોઇ દાઓ" એટલે મને ગમે તે ચોપડી આપો, અથવા ચોપડીઓ આપો. એવી જ રીતે "લોકે કિ ના બોલે" અથવા "છાગલે કિ ના ખાય" જેવા વાકયોમા પણ સમષ્ટિ દર્શાવવાનો પ્રયોગ અજાણતા થતો હોય એવું લાગે છે. ( આ એ-પ્રત્યયનો બીજી રીતે પણ ઉપયોગ થાય છે. આપણે જેમ "સાપે ઉંદર ઝાલ્યો છે,' એમ કહીએ છીએ તેમ બંગાળીમાં પણ "સાપે ઇંદુર ધરે છે" એમ કહેવાય છે. ) એ-પ્રત્યય વિભક્તિ પ્રત્યય તો છે જ. પણ આગળ આપેલા ઉદાહરણમા સમષ્ટિવાચક ધ્વનિ સ્પષ્ટ છે. આવું તો અપવાદ રૂપે બંગાળી ભાષામાં જ છે. સામન્યત' આર્યભાષાઓમા સમષ્ટિવાચક શબ્દસંજ્ઞા હજી સુધી પ્રચલિત નથી થઇ. આપણી સંસ્કૃતિની જરૂરીઆત જોતા એવો પ્રયોગ કોઇ દિવસ થાય પણ ખરો.

કાળ—સમય દર્શાવવા કાળનો ઉપયોગ થાય છે. કાળથી આપણે માત્ર ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો જ નિર્દેશ નથી કરતા. ભૂતમા વર્તમાન, કે ભવિષ્યમા ભૂતકાળ દર્શાવવાની શક્તિ વ્યાકરણમા હોય છે બધી જ ભાષાઓની કાળ-સમૃદ્ધિ સરખી નથી હોતી.

ગૂજરાતીમાં ચાલુ વર્તમાન અને સાદા વર્તમાન વચ્ચેનો ભેદ લગભગ નાશ પામ્યો છે. "તે રોજ નિશાળે જાય છે," જેવા વાક્યના ક્રિયા ચાલુ નથી. "ઘોડો ઘાસ ખાસ ખાય છે." અને "ઘોડો ઘાસ ખાય" એ બે વાકયોમાં કાળદૃષ્ટિએ ઘણો તફાવત છે. પહેલાનો અર્થ અમુક ઘોડો અત્યારે ઘાસ ખાય છે એવો થવો જોઇએ; અને બીજાનો અર્થ "ઘોડા માત્ર ઘાસ ખાય" એવો થવો જોઇએ આ બન્ને જાતના વાકયોને માટે

બંગાળીમાં "ઘોડાટિ ઘાસ ખાચ્છે." અને "ઘોડા" ઘાસ ખાય" એવા પ્રયોગો આ ભેદ બતાવવા માટે સામાન્ય છે. ગૂજરાતીમા સાધારણ રીતે ચાલુવર્તમાનથીજ બન્ને વિચારોને દર્શાવાય છે "વાઘ શીકાર કરીને જીવે" એમ ન કહેતા આપણે તો "વાઘ શીકાર કરીને જીવે છે" એમ જ કહીએ છીએ.

એક બાજુથી ગૂજરાતી આવા પ્રયોગો કરે છે તો બીજી બાજુએ બંગાળીમા, "તે જતો હશે" કે "તે ગયો હશે" જેવા પ્રયોગો માટે કોઇ નિર્દિષ્ટ કાળરૂપ નથી અને "થાકા" (રહેવું) જેવા સાહાય્યકારક ક્રિયાપદથી આવા કાળોનો નિર્દેશ થાય છે "સે જાઇતે થાકિબે" એ પ્રયોગનું શબ્દશ ગૂજરાતી ભાષાન્તર "તે જતો રહેશે" એવુ થાય એનો અર્થ કેવો ભૂલાવનારો છે તે સમજવુ સ્હેલુ છે. એટલુ જ નહિં 'હું ચાલ્યો ગયો હોઇશ" જેવા કાળનું બંગાળી ભાષાન્તર તો ઘણું જ કઠણુ થય ય. એને બદલે "આમિ **હોયતો તખન** ચલે જામો"—'હુ કદાચ તે વખતે ચલી જઇશ" એવો પ્રયોગ કરવો પડે છે આટલા ઉપરથી જોઇ શકાશે કે આપણી ભાષાઓમાં કાળો જોઇએ તેવા સુઘડ નથી.

જેવો છે " કેમ આવો છો કે ? " એ " આવશો ? "ના અર્થમાં આપણે વાપરીએ છીએ; વળી આગળ જતાં " હું આ આવ્યો " જેવા વાક્યમાં થોડી વારમાં " આવનું છું " કે નજીકના ભવિષ્યમ " આવીશ " એ અર્થ ગુજરાતીમાં પણ રૂઢ છે. આવો કાળ-નિર્દેશ ક્રિયાપદના " ગુણને " જ આભારી છે. हा हतोस्मिनो અર્થ તો " હું હણાયો છું " એમ થાય. અને બોલનાર તે બોલી શકે જ નહિ. પણ એનો અર્થ એવો નથી થતો એનો ખુલાસો આપતા આપણે કહીએ છીએ કે એ રૂઢ પ્રયોગ છે. એવી જ રીતે " આવ્યો "ને પણ " થોડીવારમાં આવીશ "ને બદલે રૂઢ પ્રયોગ ઠરાવીએ છીએ. વાત એમ છે કે ક્રિયાગુણ આમાં મુખ્ય ભાગ ભજવે છે. એટલે કે " આવવું " ક્રિયા-શબ્દ એક એવી જાતનો શબ્દ છે જેને બોલનાર પોતાની ઇચ્છા થયે અમલમાં મૂકી જ શકશે એમ માની લે છે-અને પછી એનું માનસ એ ક્રિયાને ભવિષ્યની નહિ પણ ભૂતની જ હોય એમ સમજાવે છે.

" આ મૂર્તિ બારમા સૈકાની હશે " એવો પ્રયોગ આપણે કરીએ છીએ. આ વાક્યમાં ભવિષ્યથી ભૂતનો નિર્દેશ કરવામાં સંભવનો અંશ છે ખરો; તોયે ભવિષ્યથી ભૂતનો નિર્દેશ કરવાની પ્રથાને અસામાન્ય તો કહેવી જ પડે. વળી " અત્યારે અમેરિકામાં રાત હશે " જેવા વાક્યમાં અનિશ્ચિતતા પણ ન હોય, છતાં વર્તમાનને ભવિષ્યથી બતાવીએ છીએ.

વર્તમાનથી ભૂતનો નિર્દેશ કરવાની પ્રથા ઘણીખરી ભાષાઓમાં હોય છે. વર્ણનાત્મક વૃત્તાન્તોનો આ ખાસ કાળ ગણી શકાય. ભૂતને બદલે વર્તમાન વાપરવાના સમર્થનમાં એમ કહેવાય કે જે ઘટનાઓ બની ગઇ હોય તેને વર્તમાનના પ્રયોગથી તાદૃશ કરી શકાય. પણ એમજ હોય તો ઉપર જણાવેલ વર્તમાનને બદલે વપરાતા ભૂતકાળનું શું ?

વાત એમ છે કે ક્રિયાગુણ આપણને કાળની બાબતમા છૂટ રહેવા દે છે. ભાષાના અથવા વ્યાકરણના કાળની સાથે એને થાડી જ લેવાદેવા છે. નહિં તા ભાષામાં ગોટાળાને પાર રહે નહિં.

ભાષાને કાળ અને ક્રિયાનો ખરો કાળ એક નથી હોતા એ સાબિત કરવું-અને એમાં થતા બધાજ અનિયમોને ચર્ચવા-એ આ પુસ્તકનો ઉદ્દેશ નથી. ઉપર આપેલાં ઉદાહરણોથી એટલુ તો સ્પષ્ટ થયુ કે ભાષાના કાળ અને ક્રિયા-કાળમા આપણને પ્રથમ દ્રષ્ટિએ જેટલો મેળ લાગે છે એટલો નથી હોતો. ભાષા જીવતી જાગતી એક માનવ-સૃષ્ટિ છે એનું સાક્ષી વ્યાકરણ છે. કાળોને સમય સૂચક-સંજ્ઞાઓ ગણી અને એમનુ વર્ગીકરણ કરવું રહેલું નથી. એમ કરવાનો પ્રયાસ કરીએ તો આપણું કામ થોડાં પાનાંમા પતે નહિ

**ભેદ:**—કાળ કરતાએ વધારે અનિયમિત અને અનિશ્ચત ભેદ છે. આપણી ભાષામાં મૂળ-અને સહ્યભેદ એવા ભેદના બે પ્રકાર સમજાવાય છે પણ આ બે ભેદ વચ્ચેનો તફાવત સ્પષ્ટ નથી. " રામે રાવણ માર્યો " અને " રાવણ રામથી મારાયો " એ બન્ને વાક્યમાં ગૂજરાતી ભાષામાં તો ઓછેવત્તે અંશે સહ્યભેદ જ વપરાય છે. બન્નેમા રાવણના મરણની ક્રિયા રામને હાથે થાય છે અને ક્રિયાપદને મૂળ-કે સહ્યભેદમાં મૂકવાથી વાક્યમાં ખાસ ફેર પડતો નથી " મેં માટલી ફોડી " અને " મારાથી માટલી ફુટી "મા પણ ભેદ સ્પષ્ટ નથી થતો; અને તે " ફુટવુ " અને " ફોડવુ " જેવા ક્રિયાપદના બે ભિન્ન સ્વરૂપોને યોજ્યા છતાં ! ફુટનાર વસ્તુ કે ફોડનાર માણસ એમાથી વાક્યનો કર્તા કોને કહેવું એ પણ પ્રશ્ન છે. બન્નેમા ક્રિયા માટલી પર થાય છે; અને " ફોડનાર " " હું " છે. બીજી બાજુ " ફુટી " અને " ફોડી " બન્ને શબ્દો "માટલી"

નામ શબ્દના જ પ્રત્યયો લે છે. બન્ને ભેદોને ભૂતકાળ પૂરતાં તો આપણે સહ્યભેદ જ બનાવી રાખ્યા છે. વર્તમાનકાળમાં "હું" "હું માટલી ફોડી છું" કહેતાં ક્રિયાપદ "હું"ની સાથે જાય છે; અને "મારાથી માટલી ફૂટે છે" માં "માટલી" સાથે. આમાં કાંઇક અંશે વાક્યરચના સ્પષ્ટ છે; કારણ ફુટનાર અને ફોડનાર કોણ કોણ છે તે ક્રિયાપદ ઉપરથી તરત સમજાય છે. પણ જ્યાં "ફુટનાર" અને "ફોડનાર" જેવા બે નામ-શબ્દોને વિરોધી તત્વો તરીકે દાખલ ન કરી શકાય ત્યાં વળી વર્તમાન કાળમાં પણ ગોટાળો રહેવાનો. "મને લાગે છે," "મને જણાય છે" એવા વાકયોમા સહ્યભેદ, ખરો સહ્યભેદ છે તે કેમ બતાવવું ? એમાં "જાણનાર" "જણાવનાર" નો ભેદ નથી જ !

**સકર્મક અને અકર્મકઃ**—સકર્મક અને અકર્મક ક્રિયાપદોનો ભેદ પણ જોઇએ એટલો સ્પષ્ટ નથી. છતાંએ આવો ભેદ લાગે છે તો સ્વાભાવિક. "રામ રાવણને મારે છે" અથવા "હું રોટલી ખાઉં છું" જેવા ક્રિયાપદોને કર્મ હોય જ છે એવું ન કહેવાય. તો પણ આપણે એમને સકર્મક ક્રિયાપદો કહીએ છીએ. વાત એમ છે'કે આવો ભેદ અત્યંત કૃત્રિમ છે. "હું લાકડી મારૂં છું" એમ પણ ગુજરાતીમાં કહી શકાય. ત્યારે "લાકડી"ને મારવાનું કર્મ ઠરાવવું ? એ તો મારવાનું સાધન છે. "હું ઘર વાળું છું" એમ આપણે કહીએ છીએ; પણ 'હું ઘોડો ખવડાવું છું" એમ ન કહેવાય. જ્યાંયે "ભરવાડ ગાય પાવા જાય છે" એવો પ્રયોગ શક્ય છે. "રેંટિયો કાંતવો" આજકાલના ગૂજરાતીને નવો પ્રયોગ નહિં જ લાગે, ત્યારે "રેંટીયો" કાંતવાનું "કર્મ" કે સાધન ? એક ડગલું આગળ જતાં "હું છોકરાં ભણાવું છું," અને "દાખલા પણ ભણાવું છું !" એટલે કે પ્રધાન-કર્મ અને ગણુ-કર્મનો પણ તફાવત ગુજરાતી નથી કરતી.

ત્યારે સકર્મક અને અકર્મક ક્રિયાપદોનું વ્યાકરણ-વિધાન આપણી ભાષામાં સ્પષ્ટ તો નથી જ. "હું મુંબઇ જાઉં છું" અને "હું નિશાળે જાઉં છું" જેવા વાક્યોમાં આપણે કદાચ એમ કહીએ કે "મુંબઇ"ની વિભક્તિ એક જ છે. ફક્ત "મુંબઇ"ને આપણે વિભક્તિ-પ્રત્યય નથી જોડતા. પણ આ ન જોડવામાં જ ગોટાળો થાય છે. એવી જાતના વાક્યોમાં જેટલા ઉંડા ઉતરીએ એટલું વ્યાકરણ વિકટ બને. સાદો નિયમ તો એ છે કે ક્રિયાવાક્યમાં જ્યારે કર્મ હોય ત્યારે એને સકર્મક ગણવું અને ન હોય ત્યારે અકર્મક ગણવું. પહેલેથી ક્રિયાપદોને સકર્મક કે અકર્મકના ઢગલામાં નાખી દેવાનો કંઇ જ અર્થ નથી. ફરી ફરીને આપણને એ જ પ્રતીતિ થાય છે કે ભાષા જીવનનું સાધન છે. ભાષામાં થતા બધા પ્રયોગો ઉપર મનુષ્ય-માનસની સજ્જડ છાપ હોય છે. અને પ્રમાણ-શાસ્ત્ર અને માનસ-શાસ્ત્ર એક ચીલે નથી ચાલતાં. વૈયાકરણીઓએ કરી આપેલ સકર્મક-અકર્મક, અથવા મૂળ કે સાધિતની વ્યાખ્યા પ્રમાણે ભાષા ચાલતી નથી. વ્યાકરણના નિયમોમાં ભાષાને બાંધવી છેક જ અશક્ય અને નિરર્થક છે.

## ૭. વિશિષ્ટ-વ્યાકરણ

ભાષાનો ઉપયોગ યંત્રવત્ નથી થતો. વ્યાકરણ તંત્રને આપણે ગમે તેટલું નિયમબદ્ધ કરવા મથીએ પણ એ આપણી આણ નથી માનતું. આનું પ્રાધાન કારણ તો એ કે વ્યાકરણને સાધન તરીકે વાપરનારનું માનસ ફક્ત બુદ્ધિનું જ બનેલું નથી હોતું. ભાષા બુદ્ધિથી ફળાવેલ વિચારોને વ્યક્ત કરે છે. એટલું જ નહિ પણ માનવ-માનસની ઊર્મિને પણ વ્યક્ત કરે છે; એટલે મનુષ્ય પારકા પાસેથી શીખેલી ભાષાને પોતાના માનસનો પાસ લગાડવાનો. આવી ઊર્મિથી રંગાએલી ભાષામાં બોલનારનું વ્યક્તિત્વ પ્રકાશ પામે.

ત્યારે ભાષાના બે ભિન્ન અંગો છે એ બન્નેનું મિશ્રણ થયે ભાષા અને. વિજ્ઞાનીની ભાષા-અથવા પરિભાષા-આવી ભાષાથી જૂદી પડત્રા ી. જનતાની ભાષામા ઉર્મિતત્વનો સમાવેશ બહુ મોટા પ્રમાણમાં હોય કોઈ પણ બોલાએલ વાકયમા ઉર્મિનો એક છાંટો પણ ન હોય તે પ્રાય-અસંભવ છે " ખડીઆમા શાહી નથી " એ વાક્ય વ્યાકરણ દૃષ્ટિએ ઠેક જ ઊર્મિ રહિત છે. ખડીઆમાં શાહીનું ન હોવુ એ એક હકીકત છે. અને આ વાકય એ હકીકતનું બ્યાન આપે છે. પણ ખડીઆમા શાહી ન હોવી તે મારે માટે એક હકીકત-માત્ર હોય એવુ ન સંભવે. મારે લખવા એમવું હોય, અને જો ખડીઆમાં શાહી ન હોય તો મારા મનમાં ઉદ્વેગનો ઉદ્દભવ થાય. જો એ વાકય હુ મારા નોકરની સમક્ષ ઉચ્ચારૂં તો એજ વાકયથી શાહી લાવવાનો હુકમ બજાવી શકું; એટલે કે શાહી હોવી જોઇએ એવી મારી ઇચ્છા વા આશાને પ્રદર્શિત કરી શકું. વળી એજ વાકય જો કોઇ આવી ચડેલા મહેમાન પાસે ઉચ્ચારૂં તો એમાં મારા આશ્ચર્યનો-એટલે કે ખડીઆમાં શાહી ન હોવાથી મને લાગેલી નવાઇનો-પણ હું ઉલ્લેખ કરી શકું. કેવા અને કયા સંજોગોમાં એ વાકય હું ઉચ્ચારૂં છું તેના ઉપર આ બધાનો આધાર છે. ખરી વાત એ છે કે ખડિઆમાં શાહી ન હોવાને અને મારે કાંઇ જ લેવાદેવા ન હોત તો હું એ વાકય ઉચ્ચારત જ નહિ. એટલા પૂરતુ દરેક વાકય બોલનારની ઊર્મિથી રંગાએલું હોય જ.

ઉપર કહેલી એવી લાગણીઓ દર્શાવાય છે, તે બોલનારના ઢંગમાં કે બોલતી વખતના એના હાવભાવમાં. એવા હાવભાવનો અભ્યાસ કરવો તે આપણું કામ નથી. ભાષાદ્વારા જે ઊર્મિને આપણે વ્યકત કરીએ છીએ એનું જ્ઞાન કરીએ. એક ઉદાહરણ લઇએ:—

" નાનકડી શી એક પરી, તે રાતે રાતે આવે "

એ એક શબ્દ-પ્રતિમા છે: એજ શબ્દ-પ્રતિમા " એક નાની

પરી રોજ રાતે આવે છે" એમ સ્પષ્ટ કરી શકાય. પણ પહેલાના વાક્યમાં શબ્દોની પસંદગી અને વાક્ય રચનાથી લેખકે જે બધું કહ્યું છે તે બીજા સાદા વાક્યમાં નથી. ત્યારે વાક્ય-રચના અને શબ્દની પસંદગીમાં બોલનારની ઉર્મિ વ્યક્ત કરવાનું સામર્થ્ય છે એટલું તો ચોક્કસ. ભાષાના જુદા જુદા શબ્દોમાં ઉર્મિના આછામાં આછા પ્રકારોને દર્શાવવાની શક્તિ હોય છે. પણ શબ્દ-કોપ વિષે એ બોલ આપણે આગળ ઉપર કહીશું. વ્યાકરણથી દર્શાવાતા ઉર્મિતત્વની વાત અહિં કરીએ.

ગૂજરાતીમાં "નાની" અને "નાનકડી" શબ્દના અર્થમાં ફેર પડે છે. "નાનકડી"માં નાજુકતા અને સૌન્દર્ય બન્નેનો આભાસ છે. આ "કો-ડી-કું" અને "ડો-ડી-ડું" જેવા પ્રત્યયો બીજી ભાષામાં પણ હોય છે. આવી જાતના પ્રત્યયો ભાષાના વિશિષ્ટ-વ્યાકરણમાં ખપી શકે. વળી ઉપરના વાક્યમાં શબ્દ-ગોઠવણી અથવા વાક્યરચના ઓછો ભાગ ભજવતાં નથી. "એક નાની પરી"ની જગ્યાએ "નાનકડી શી એક પરી" કહેતાં શબ્દોનો અનુક્રમ ઉલટાવી એમાં શબ્દનો ઉમેરો પણ કરાયો છે. આવી જાતની છૂટ બધી જ ભાષાઓમાં હોય છે; પણ બધી જ ભાષાઓમાં સરખી ન હોય તે સ્વાભાવિક છે.

કેટલાક વૈયાકરણીઓ ભાષાઓને બે ભિન્ન કક્ષાઓમાં વહેંચે છે. એક તો બદ્ધાનુક્રમવાળી ભાષાઓ; અને બીજી અબદ્ધાનુક્રમશીલ. પણ આવો ભેદ સાર્થ નથી. જગતમાં એવી કોઈ ભાષા નહિ હોય કે જેમાં શબ્દાનુક્રમ છેક જ અબદ્ધ હોય; તેમ એવી પણ નહિ હોય કે જેના શબ્દાનુક્રમમાં કાંઇક અંશે પણ ફેર ન કરી શકાય. સંસ્કૃતભાષામાં વિભક્તિ અને કાળપ્રત્યયોની અતિસમૃદ્ધિ હોવાથી એને શબ્દાનુક્રમ ઉપર ટકવું પડતું નહિ; અને હાલની અંગ્રેજી કે

ત્યારે ભાષાના બે ભિન્ન અંગો છે એ બન્નેનું મિશ્રણ થયે ભાષા બને. વિજ્ઞાનીની ભાષા-અથવા પરિભાષા-આવી ભાષાથી જૂદી પડતી. જનતાની ભાષામા ઊર્મિતત્ત્વનો સમાવેશ બહુ મોટા પ્રમાણમા હોય કોઈ પણ બોલાએલ વાકયમા ઊર્મિનો એક છાંટો પણ ન હોય તે પ્રાય-અસંભવ છે "ખડીઆમા શાહી નથી" એ વાક્ય વ્યાકરણ દૃષ્ટિએ ઠેક જ ઊર્મિ રહિત છે. ખડીઆમાં શાહીનુ ન હોવુ એ એક હકીકત છે. અને આ વાકય એ હકીકતનું બ્યાન આપે છે. પણ ખડીઆમા શાહી ન હોવી તે મારે માટે એક હકીકત-માત્ર હોય એવુ ન સંભવે. મારે લખવા બેસવું હોય, અને જો ખડીઆમા શાહી ન હોય તો મારા મનમાં ઉદ્વેગનો ઉદ્ભવ થાય. જો એ વાકય હું મારા નોકરની સમક્ષ ઉચ્ચારૂં તો એજ વાકયથી શાહી લાવવાનો હુકમ બજાવી શકું; એટલે કે શાહી હોવી જોઇએ એવી મારી ઈચ્છા વા આશાને પ્રદર્શિત કરી શકું. વળી એજ વાકય જો કોઇ આવી ચડેલા મહેમાન પાસે ઉચ્ચારૂં તો એમાં મારા આશ્ચર્યનો-એટલે કે ખડીઆમાં શાહી ન હોવાથી મને લાગેલી નવાઇનો-પણ હું ઉલ્લેખ કરી શકું. કેવા અને કયા સંજોગોમા એ વાકય હું ઉચ્ચારૂં છું તેના ઉપર આ બધાનો આધાર છે. ખરી વાત એ છે કે ખડિઆમાં શાહી ન હોવાને અને મારે કાંઇ જ લેવાદેવા ન હોત તો હું એ વાકય ઉચ્ચારત જ નહિ. એટલા પૂરતુ દરેક વાકય બોલનારની ઊર્મિથી રંગાએલું હોય જ.

ઉપર કહેલી એવી લાગણીઓ દર્શાવાય છે, તે બોલનારના ઢગમાં કે બોલતી વખતના એના હાવભાવમાં. એવા હાવભાવનો અભ્યાસ કરવો તે આપણું કામ નથી. ભાષાદ્વારા જે ઊર્મિને આપણે વ્યકત કરીએ છીએ એનું જ્ઞાન કરીએ. એક ઉદાહરણ લઇએ:—

- "નાનકડી શી એક પરી, તે રાતે રાતે આવે"

એ એક શબ્દ-પ્રતિમા છેઃ એજ શબ્દ-પ્રતિમા "એકાન્તની

વિચાર અને " ડહાપણ "નો વિચાર, એ બેનો સંબંધ કરાવી એક સંપૂર્ણ શબ્દપ્રતિમા ઉપજાવે છે. આ શબ્દ-પ્રતિમામાં 'છોકરા'નો વિચાર પ્રધાન છે; અને "ડહાપણ"નો ગૌણ છે તે શબ્દાનુક્રમ ઉપરથી પારખી શકાય. " છોકરો છે ડાહ્યો " એમ કહીએ ત્યારે " બીજું ગમે તેમ હોય, પણ છોકરામાં ડહાપણ તો છે જ "–એવો અર્થ નીકળે. " ડાહ્યો છે છોકરો " એમ કહેતા પણ આપણે છોકરાના ડહાપણને જ આગળ ધરીએ છીએ. એટલે કે " છોકરો ખરેખર ડાહ્યો છે " એવો અર્થ નીકળે. ટુંકમા વિશેષ્ય કે વિશેષણની ગૌણતા કે પ્રાધાન્ય બતાવવા આપણે શબ્દાનુક્રમનો ઉપયોગ કરી શકીએ.

ક્રિયાવાક્યમાં પહેલાં કર્તા, પછી કર્મ અને છેલ્લુ ક્રિયાપદ આવે તેવો ગૂજરાતીનો સામાન્ય નિયમ છે. કર્તા અને કર્મના વિશેષણોને તે શબ્દોની આગળ મૂકાય છે; અને ક્રિયાવિશેષણો ક્રિયાપદની ઓથ લે છે. સંસ્કૃતમા વિભક્તિ પ્રત્યયોની સમૃદ્ધિ એટલી બધી છે કે શબ્દાનુક્રમને નિશ્ચિત ન રાખીએ તો પણ ચાલે. છતાં સંસ્કૃતમાં અમુક પ્રકારની વાક્યરચના રૂઢ તો છેજ. ગૂજરાતીમાં અમુક પ્રકારનો શબ્દાનુક્રમ હોય તો જ વાક્ય સમજાય એવુ કશું નથી. આથી કરીને રૂઢ શબ્દાનુક્રમ અને વિશિષ્ટ શબ્દાનુક્રમનો ઉપયોગ આપણે સારી રીતે કરી શકીએ. શબ્દાનુક્રમમાં ફેરફાર કરી અમુક જ વિચારને પ્રાધાન્ય આપી શકાય

બોલાતી ભાષા અને લખાતી ભાષામાં જે ફેર પડે છે, તે આવા વિચારોને પ્રાધાન્ય આપવાના પ્રયત્નને લીધે. બોલાતી અને લખાતી ભાષાના શબ્દોમાં ફેર હોય એટલું જ નહિ. બન્નેના શબ્દાનુક્રમમાં પણ ફેર પડે છે. લખતી વખતે આપણે છૂટા છવાયા વિચારોને સાંધી સાંધી એક સંપૂર્ણ વાક્ય બનાવવાનો પ્રયત્ન કરીએ છીએ; બોલતી વખતે તો વાક્યોને વ્યાકરણ દૃષ્ટિએ

ફારસીમાં વ્યાકરણ-પ્રત્યયો અતિ અલ્પ થઈ જવાથી એમાં શબ્દાનુક્રમના પરિવર્તનથી બહુ ગોટાળો થવા સંભવ રહે છે તો યે સંસ્કૃતમાં શબ્દોને ગમે તેમ વેરી વાકય બનાવાતું નહિ, અને અંગ્રેજીમાં પ્રત્યેક વાકય એક જ રીતે બોલી કે લખી શકાય એવું કશું નથી આ બન્ને પ્રકારની ભાષાઓમાં શબ્દાનુક્રમ ઉપરથી વાગર્થ બદલાવી શકાય.

સંસ્કૃતમાં " रामो लक्ष्मणमब्रवीत् " અથવા ગુજરાતીમાં "રામે લક્ષ્મણને કહ્યું" જેવા વાકયનો શબ્દાનુક્રમ ગમે તેટલો ફેરવીએ તો એ અર્થનો અનર્થ નથી થતો તે ખરું, પણ 'લક્ષ્મણને કહ્યું રામે' એ વાકય-રચનાથી રહેજ ભાવભેદ તો થાય જ છે " લક્ષ્મણને કહ્યું રામે " એમ કહેતા રામનાં વચનનો સાભળનાર લક્ષ્મણ જ હતો અને ભરત ન હતો એવો અર્થ લાવી શકાય. આવી જાતનો ઝીણો ભેદ સમજાવવું હમેશા શકય નથી બનતું પણ શબ્દાનુક્રમમાં ફેરફાર કરવામા આવે કાઇ ઉદ્દેશ સમાએલો હશે તે સમજવુ સાભળનારને અઘરૂં નથી પડતું. આવા શબ્દાનુક્રમના ફેરફારથી સાંભળનાર કે વાંચનારના મન પર સચોટ અસર કરવી તે વકતૃત્વના અને લેખનકળાના ખાસ અંગો છે.

આવી જાતના અર્થ-વૈવિધ્યને સમજાવવું વિકટ છે. એને માટે તો ભાષામાં અંતર્હિત બધી ખૂબીઓનું પ્રથક્કરણ, અને એને વાંચનારની સમક્ષ રજુ કરવાની શકિતની જરૂર પડે એટલું જ નહિ આવી જાતના શબ્દાનુક્રમથી વ્યકત થતા વ્યાકરણના કેટલાક નિયમોને તારવી કાઢવામાં બહુ સૂક્ષ્મ દષ્ટિની જરૂર પડે. ગુજરાતી વાકય રચનાને જરા ઝીણવટથી જોઇએ.

" છોકરો ડાહ્યો છે ' તે એક નામવાકય છે, આવા વાકયમાં ક્રિયાપદ તો ફકત એક વ્યાકરણસંજ્ઞા બની રહે છે, એટલે કે "છોકરા"નો

વિચાર અને " ડહાપણ "નો વિચાર, એ બેનો સંબંધ કરાવી એક સંપૂર્ણ શબ્દપ્રતિમા ઉપજાવે છે. આ શબ્દ-પ્રતિમામાં 'છોકરા'નો વિચાર પ્રધાન છે; અને "ડહાપણ"નો ગૌણ છે તે શબ્દાનુક્રમ ઉપરથી પારખી શકાય. " છોકરો છે ડાહ્યો " એમ કહીએ ત્યારે " બીજું ગમે તેમ હોય, પણ છોકરામાં ડહાપણ તો છે જ "–એવો અર્થ નીકળે. " ડાહ્યો છે છોકરો " એમ કહેતાં પણ આપણે છોકરાના ડહાપણને જ આગળ ધરીએ છીએ. એટલે કે " છોકરો ખરેખર ડાહ્યો છે " એવો અર્થ નીકળે. ટૂંકમાં વિશેષ્ય કે વિશેષણની ગૌણતા કે પ્રાધાન્ય બતાવવા આપણે શબ્દાનુક્રમનો ઉપયોગ કરી શકીએ.

ક્રિયાવાક્યમાં પહેલાં કર્તા, પછી કર્મ અને છેલ્લુ ક્રિયાપદ આવે તેવો ગૂજરાતીનો સામાન્ય નિયમ છે. કર્તા અને કર્મના વિશેષણોને તે શબ્દોની આગળ મૂકાય છે; અને ક્રિયાવિશેષણો ક્રિયાપદની ઓથ લે છે. સંસ્કૃતમાં વિભક્તિ પ્રત્યયોની સમૃદ્ધિ એટલી બધી છે કે શબ્દાનુક્રમને નિશ્ચિત ન રાખીએ તો પણ ચાલે. છતાં સંસ્કૃતમાં અમુક પ્રકારની વાક્યરચના રૂઢ તો છેજ. ગૂજરાતીમાં અમુક પ્રકારનો શબ્દાનુક્રમ હોય તો જ વાક્ય સમજાય એવુ કશું નથી. આથી કરીને રૂઢ શબ્દાનુક્રમ અને વિશિષ્ટ શબ્દાનુક્રમનો ઉપયોગ આપણે સારી રીતે કરી શકીએ. શબ્દાનુક્રમમાં ફેરફર કરી અમુક જ વિચારને પ્રાધાન્ય આપી શકાય.

બોલાતી ભાષા અને લખાતી ભાષામાં જે ફેર પડે છે, તે આવા વિચારોને પ્રાધાન્ય આપવાના પ્રયત્નને લીધે. બોલાતી અને લખાતી ભાષાના શબ્દોમાં ફેર હોય એટલું જ નહિ. બન્નેના શબ્દાનુક્રમમાં પણ ફેર પડે છે. લખતી વખતે આપણે છૂટા જવાયા વિચારોને સાંધી સાંધી એક સંપૂર્ણ વાક્ય બનાવવાનો પ્રયત્ન કરીએ છીએ; બોલતી વખતે તો વાક્યોને વ્યાકરણ દૃષ્ટિએ

અધુરાં મૂકતા પણ આપણે નથી અચકાતા. કારણ બોલાયેલું વાક્ય ભાવપ્રધાન હોય છે; લખાતી ભાષા બુદ્ધિપ્રધાન હોય છે. બોલાતી ભાષાને ભાવ અથવા ઊર્મિપ્રધાન કહેવાનું તાત્પર્ય એટલું જ કે, બોલનારને બોલતી વખતે જે ખાસ ધ્યાન આપવા જેવું લાગે તેના ઉપર જ વાક્યનો ભાર મૂકે છે; અને વિચારસરણીને અનુસરતું બોલવાની તસ્દી લેતા જ નથી. એક વાક્ય લઈએ—

"પેલા જાદુગરે વીંટી ફેંકી દેવાની અને વળી પાછી લાવી દેવાની જે વાત મેં તમને કરેલી, તે જ આ જાદુગર."

લખતી વખતે આ વાક્યને આપણે સામન્ય વ્યાકરણનો ઉપયોગ કરી ઉપજાવી કાઢ્યું. પણ બોલતી વખતે આવા છેક જ ભાવશૂન્ય ભાષા માણસ ન બોલે. એને બદલે—

"જોયો કે આ માણસ! મેં તમને પેલી વાત કરેલી; પેલી વીંટી ફેંકી દેવાની! તે જ આ જાદુગર!"

આમ, કે આવું જ કાંઈક, બોલનાર બોલવાનો. હવે સ્પષ્ટ થશે કે બોલાતી અને લખાતી ભાષાનું વ્યાકરણ એક નથી હોતું. એટલે જ આવી જાતના વ્યાકરણને વિશિષ્ટ વ્યાકરણ કહ્યું છે બોલાતી ભાષામાં એક નહિ પણ અનેક વાક્યોને સ્થાન મળ્યું છે. આવી અનેક શબ્દ-પ્રતિમાઓને છૂટી છવાઈ રાખવા દેવી એ બોલાતી ભાષાનું લક્ષણ છે. **લખાતી ભાષા સામાન્ય વ્યાકરણનો ઉપયોગ કરે છે. બોલતી ભાષા વિશિષ્ટ વ્યાકરણને ઘણું વધારે વાપરે છે.**

વળી બોલાતી ભાષા અમુક વિચારને પ્રાધાન્ય આપવા પૂરતું જ વ્યાકરણ વાપરે છે. વ્યાકરણમંત્રાઓ એમાં છેક જ ગૌણ બની રહે છે. મુખ્ય મુખ્ય વિચારદર્શક શબ્દો આવા વાક્યોમાં પ્રધાનપદ પચાવી પડે છે, અને વ્યાકરણના રૂઢ શબ્દાનુક્રમનું ઠેકાણું નથી રહેતું. પણ આતો થઈ બોલાતી ભાષાની વાત. વખત આવ્યે

સાહિત્યની ભાષાને અણુ આવી જાતની વાક્ય રચનાઓની ઓથ શોધવી પડે છે. ગુજરાતી ભાષામાં ચેતન આણવા શબ્દાનુક્રમ ઉલ્ટાવી લખનારાઓમાં રા ન્હાનાલાલનો પ્રયાસ ઘણીવાર સફળ બને છે.

વિશિષ્ટ વ્યાકરણ કાળ અને વિભક્તિ જેવા સામાન્ય વ્યાકરણના ખાસ અંગોમાં પણ પ્રવેશ કરે છે. ભવિષ્ય કાળનો નિર્દેશ કરવું છતા ભૂતકાળ વાપરવુ વાક્ય "હું આ આવ્યો !"–તે વિશિષ્ટ વ્યાકરણનું ઉદાહરણ છે. બોલનાર સમજે છે કે જે ક્રિયા તે ભવિષ્યમાં કરવાનો છે તે એટલા અલ્પ સમયમાં થવાની છે કે એ કરી જ નાખી છે એમ કહેવામાં કાંઇ ખોટું નથી; એટલું જ નહિં. એ જ યોગ્ય છે.

નિશ્ચિત-ભવિષ્ય દર્શાવવા ગૂજરાતીમાં એક નામવાક્યનો ઉપયોગ થાય છે. " હું કાલે મુંબઇ જનાર છું. " અથવા " જવાનો છું " તે " હું કાલે મુંબઇ જઇશ " જેવા વાક્યથી કેટલું વધારે નિશ્ચયાત્મક છે તે ગૂજરાતી બોલનારને સમજાવવું ન પડે. ખાસ લક્ષ્ય કરવા જેવી વાત એ છે કે આ વાક્યોમા સમયદર્શક સંજ્ઞા " છે " કે " છુ " તે વર્તમાનકાળ પ્રદર્શિત કરે છે. બોલનારને મન ભવિષ્ય તે બહુ અવડચવડીઓ કાળ છે, એટલે એવા કાળને તે બને ત્યાં સુધી વાપરતો જ નથી.

આ ભવિષ્યકાળ-તે બહુ વિચિત્ર કાળ છે ઉત્તરહિંદની ભાષાઓમાં એ કાળનો ઇતિહાસ વિગતવાર તપાસવા જેવો છે. એના ઉપરથી વિશિષ્ટવ્યાકરણ ઉપર ઘણો પ્રકાશ પડવા સંભવ છે. ' મે જાઉંગા-હું જઇશ-મ્હી જાયેલ-આમિ જાબો " એ, હિંદી, ગૂજરાતી, મરાઠી અને બંગાળી ભવિષ્યકાળના રૂપોમા એક પણ સરખુ નથી. દરેક ભાષામા ભવિષ્યકાળ જુદીજ રીતે ઉતરી આવ્યો છે અને એ બધી જ ભાષાઓમાં ભવિષ્ય દર્શાવવાની બીજી

" કરવું કરવું ને વળી ના ના કરતા જવુ ! "

આ " કરવુ કરવુ " તે વિશિષ્ટવ્યાકરણનો પ્રયોગ છે. " કરવું કરવું " એટલે કરવાની ઇચ્છા હોવી. આવા વિશિષ્ટ પ્રયોગને સંસ્કૃત " દિદૃક્ષુ " કે " જીજ્ઞાસુ " જેવા રૂપો સાથે સરખાવીએ તો સમજાય કે પહેલા અક્ષરનું પુનરાવર્તન તે સમગ્ર શબ્દના પુનરાવર્તનનું અનુકરણ વા અવશેષમાત્ર છે એવી જ રીતે " હું તો રડુ રડું થઇ ગયો " સાથે સંસ્કૃત " બિભેમિ " જેવા રૂપને સરખાવાય અને એ જે "ગણ"ના ધાતુનુ રૂપ છે તે ગણના ધાતુની વિશિષ્ટતા સમજાવી શકાય

" લ્યો તારે ! " એ એક સંપૂર્ણ વાક્ય છે જો તો ખરો ! "–નુ પણ તેમ જ છે. પણ એ બન્નેના શબ્દાર્થ અને ભાવાર્થમા ઘણો ફેર છે આવા વાક્યોના શબ્દાર્થ તો છેક જ સ્પષ્ટ હોય છે; છતા બોલનાર કે સાંભળનારનુ ધ્યાન સરખુ એના પર નથી જતુ, એટલા ભાવદર્શક એ વાક્યો બની રહે છે. આનુ કારણ એવા વાક્યોના વાર વાર થતા ઉપયોગથી શબ્દાર્થનુ ભુંસાઇ જવુ એ સિવાય બીજુ શુ હોય ? આ પણ વિશિષ્ટ વ્યાકરણનો એક પ્રકાર જ છે.

બોલતી વખતે એવા તો ઘણાયે શબ્દો આપણે વાક્યમાં ઉમેરીએ છીએ જેનો કાઇ અર્થ જ નથી હોતો. 'તો", "જ', "છે તે", ભાષામા જ્યાં ત્યા વિખેરાય છે પણ એ બધાનો શબ્દાર્થ કરવા આપણે નથી બેસતા એનુ કારણ એટલુ જ કે આ પણ વ્યાકરણનો એક વિશિષ્ટ પ્રકાર છે **આવા શબ્દોમાંથી ભાવદર્શકતા ઉડી જવા છતાં એમનામાં ભાષાના પ્રવાહને ગતિ આપવાનુ સામર્થ્ય રહેલું છે**

ભાવદર્શક તત્વ તે ભાષામાં વિશિષ્ટવ્યાકરણની સૃષ્ટિ કરે છે, અને પછી તે વિશિષ્ટવ્યાકરણ રૂઢતા પ્રાપ્ત કરે છે એ જ વ્યાકરણ

ઘણી રીતો છે. " મે જનેવાલા હૂં-હું જવાનો છું-જ્હી જાણાર આહે આમિ જે તે ચાઇ-બધા જ ભવિષ્ય દર્શાવવા વપરાતા સાધારણ પ્રયોગો છે. અલબત્ત આ બધાજ રૂપોથી બોલનારની ઇચ્છાને પ્રાધાન્ય અપાય છે. પણ ભવિષ્યકાળ બહુ અવડચવડીઓ કાળ છે એટલું તો ચોક્કસ. સંસ્કૃતમા પણ ભવિષ્ય બતાવવાની એક રીત નથી અને 'તૃ" પ્રત્યય લગાડી બનાવાતો ભવિષ્ય-સંસ્કૃત જેવી સુબદ્ધ વ્યાકરણ વાળી ભાષા માટે ખરેખર આશ્ચર્યજનક છે આ વિષયમા ઉંડા ઉતરી ભાષાના વિકાસનું કોઈ ઉંડું તત્ત્વ શોધી કાઢવું તે આ પુસ્તકમા ન બને.

જેમ આવા ક્રિયારૂપોમાં વિશિષ્ટ વ્યાકરણને સ્થાન મળે છે, તેમજ નામરૂપોમા પણ છે. "સારૂં સારૂં ખાવાનું" "ધોળું ધોળું દૂધ જેવુ " એ બન્ને વશિષ્ટ વ્યાકરણના પ્રયોગો લેખી શકાય. " સારૂ સારૂ ખાવાનું "ના ગુજરાતીમાં બે અર્થ સંભવે; એક તો " જુદી જુદી તરેહની ખાવાની સારી ચીજો "-અને બીજો ' ખુબ સરસ ખાવાનું. " પહેલો અર્થ " જુદી જુદી જાતનું " વગેરે પ્રયોગોને અનુસરી નીપજે છે. બીજો અર્થ " ધોળું ધોળું દૂધ જેવું "-ને અનુસરીને નીપજે છે. " ધોળું ધોળું દૂધ જેવું " એટલે " ખુબ ધોળું " એમાં કોઇ જાતની શંકાને સ્થાન નથી. આવા શબ્દપુનરાવર્તનને વ્યાકરણ સંઘરી લે છે-અને પછી સંસ્કૃત પ્રત્યય " તમ " જેવી વ્યાકરણસંજ્ઞાનું સ્થાન તે લે છે. " ઉંચામાં ઉંચું ઝાડ " એટલે " સૌથી ઉંચુ ઝાડ " એ તો હવે ગુજરાતી વ્યાકરણનો સામાન્ય પ્રયોગ થઇ બેઠો છે.

સંસ્કૃતમાં "પરોક્ષભૂત-કાળ" અથવા "ઇચ્છાદર્શક-કાળ"માં વપરાતું અક્ષર પુનરાવર્તન આવા વિશિષ્ટ વ્યાકરણને લીધે હશે તે અનુમાન નાખી દીધા જેવુ નથી. ક્રિયા કરવાની ઇચ્છા દર્શાવવા આજે પણ આપણે ક્રિયાપદનું પુનરાવર્તન કરીએ છીએ.

" કરવું કરવું ને વળી ના ના કરતા જવું ! "

આ " કરવું કરવું " તે વિશિષ્ટવ્યાકરણનો પ્રયોગ છે. " કરવું કરવું " એટલે કરવાની ઇચ્છા હોવી. આવા વિશિષ્ટ પ્રયોગને સંસ્કૃત " દિદૃક્ષુ " કે " જીજ્ઞાસુ " જેવા રૂપો સાથે સરખાવીએ તો સમજાય કે પહેલા અક્ષરનું પુનરાવર્તન તે સમગ્ર શબ્દના પુનરાવર્તનનું અનુકરણ વા અવશેષમાત્ર છે. એવી જ રીતે " હું તો રડું રડું થઇ ગયો " સાથે સંસ્કૃત " બિભેમિ " જેવા રૂપને સરખાવાય. અને એ જે "ગણ"ના ધાતુનું રૂપ છે તે ગણના ધાતુની વિશિષ્ટતા સમજાવી શકાય.

" લ્યો તારે ! " એ એક સંપૂર્ણ વાક્ય છે. જો તો ખરો ! "–નું પણ તેમ જ છે. પણ એ બન્નેના શબ્દાર્થ અને ભાવાર્થમા ઘણો ફેર છે. આવા વાક્યોના શબ્દાર્થ તો છેક જ સ્પષ્ટ હોય છે; છતાં બોલનાર કે સાંભળનારનું ધ્યાન સરખું એના પર નથી જતું, એટલા ભાવદર્શક એ વાક્યો બની રહે છે. આનું કારણ એવા વાક્યોના વારંવાર થતા ઉપયોગથી શબ્દાર્થનું ભુંસાઇ જવુ એ સિવાય બીજુ શું હોય ? આ પણ વિશિષ્ટ વ્યાકરણનો એક પ્રકાર જ છે.

બોલતી વખતે એવા તો ઘણાયે શબ્દો આપણે વાક્યમાં ઉમેરીએ છીએ જેનો કાંઇ અર્થ જ નથી હોતો. "તો", "જ", "છે તે", ભાષામાં જ્યાં ત્યાં વિખેરાય છે પણ એ બધાનો શબ્દાર્દ કરવા આપણે નથી બેસતા. એનું કારણ એટલું જ કે આ પણ વ્યાકરણનો એક વિશિષ્ટ પ્રકાર છે. **આવા શબ્દોમાંથી ભાવદર્શકતા ઉડી જવા છતાં એમનામાં ભાષાના પ્રવાહને ગતિ આપવાનું સામર્થ્ય રહેલું છે.**

ભાવદર્શક તત્વ તે ભાષામાં વિશિષ્ટવ્યાકરણની સૃષ્ટિ કરે છે; અને પછી તે વિશિષ્ટવ્યાકરણ રૂઢતા પ્રાપ્ત કરે છે. એ જ વ્યાકરણ

ધીમે ધીમે અર્થશૂન્ય સંજ્ઞાઓ બની રહે છે; આ પણ ભાષા-વિકાસની એક ધારા છે. ભાવદર્શક તત્વથી રંગાએલી જો ભાષા ન હોય તો ભાષામાં ઘણા ઓછા પરિવર્તન ઘટે. મનુષ્યના મનને ઉર્મિ-રહિત કરવું સંભવપર નથી. એટલે પોતાને જે ઉપયોગી અથવા ઉર્મિને પ્રદર્શિત કરવામાં સાહ્ય કરતું લાગે તે તત્વ, મનુષ્ય ભાષામા ઉમેરનો જ જવાનો. પ્રત્યેક મનુષ્ય આવું ભાષા-વૈવિધ્ય પોતાન અંતરના પ્રકાશન માટે જ ભાષામાં લાવે છે, વિશિષ્ટ વ્યાકરણનું અસ્તિત્વ ભાષામાં પ્રાણ છે તેની સાક્ષી પૂરે છે.

---

# પ્રકરણ ૨ જું

## વ્યાકરણ-પરિવર્તન

દરેક બોલાતી ભાષાનું વ્યાકરણ પરિવર્તનશીલ હોય છે એ તો આગળના પ્રકરણમાં આપણે જોયું. સાહિત્યની ભાષામાં પણ વ્યાકરણ છેક જ નિયમિત નથી હોતું. પાણીનીને પણ વ્યાકરણના નિયમોની સાથે સાથે જ વિશેષનિયમો અને અપવાદોનો ઉલ્લેખ કરવો પડ્યો છે. જેટલે દરજ્જે ઉચ્ચાર પરિવર્તનશીલ છે તેટલે જ દરજ્જે વ્યાકરણ પણ પરિવર્તનશીલ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પણ ઉચ્ચારપરિવર્તન અને વ્યાકરણપરિવર્તનના કારણો જુદાં જ હોય છે. વ્યાકરણપરિવર્તન રૂઢપ્રયોગોને લીધે થાય છે; જ્યારે ઉચ્ચાર સ્વતઃપરિવર્તનશીલ છે. ઉચ્ચારપરિવર્તન થતાં સમગ્ર ભાષાની ઉચ્ચારપદ્ધતિને ઉથલો લાગે; વ્યાકરણપરિવર્તન અમુક પ્રયોગો પૂરતું જ રહે. એને લઈ ભાષાના વ્યાકરણમાં અસામંજસ્ય ઘટે; પણ ઉચ્ચારપદ્ધતિ તો આખીને આખી જ બદલાય. ઉચ્ચાર-પદ્ધતિ બદલાતાં એના પરિવર્તનમાં એટલી સ્વાભાવિકતા અને વ્યાપકતા આવે કે એમાં રહી ગયેલા અપવાદોને આપણે તરત જ પકડી પાડી શકીએ. સમગ્ર વ્યાકરણ એના અમુક અંગને માની ચાલતું નથી. એટલે જ વ્યાકરણ એટલે ગોખણપટ્ટી એવું આપણે કહીએ છીએ. વ્યાકરણમાં જુના પ્રયોગો સાથે સાથે સાથે જ નવા પ્રયોગો પ્રચાર પામે એવું વારંવાર બને. અને એ બન્ને જાતના પ્રયોગો ઘણા લાંબા સમય સુધી સાથે સાથે જ ટકી રહે "ગાયોનો પાળનાર" અને "ગાયોને પાળનાર" એ બન્ને પ્રયોગો સાચા છે. "મેં એને લાકડી મારી" અને "મે એને લાકડીએ માર્યો" એ બેમાં

કાંઇ ફેર નથી. આવા પ્રયોગોથી કશો અર્થભેદ નથી થતો; ફક્ત વ્યાકરણમાં ફેર પડે.

વ્યાકરણ-પરિવર્તન બે કારણોને લીધે સંભવે. એક તો વ્યાકરણસંજ્ઞાઓમાં ઐક્ય સ્થાપવાની ઇચ્છાને લીધે, અને બીજું બોલનારના ભાવનું સંપૂર્ણ નિદર્શન કરવાની ઇચ્છાને લીધે. પહેલી ક્રિયા-જેમાં વ્યાકરણને એક ધારૂં કરવા માણસ મથે છે-તેને **સામ્ય-દૃષ્ટિ** કહી શકાય. સામ્યદૃષ્ટિમાં એક જ પ્રકારના બધા વ્યાકરણ-પ્રયોગોને એક હારમાં લાવવાની તીવ્ર ઇચ્છાનું દર્શન થાય છે. બહુ વપરાતા એવા કોઇ પ્રયોગાનુસાર બધા જ શબ્દોનું વ્યાકરણ કરવાની પ્રવૃત્તિ મનુષ્યમાત્રમાં હોય છે. ગૂજરાતીમાં થોડા જ વખત પહેલાં ( અમારી માન્યતા પ્રમાણે ગાંધીજીના નવજીવન પછી ) એક ખાસ પ્રયોગ દાખલ થયો છે.—

" ભાઇ હું રમવા જાઉં ! " એ પ્રશ્નના ઉત્તરમાં ' હા જઇ શકો " એમ કહેવું આજકાલ સામાન્ય થઇ પડયું છે. જનારને પોતાના જઇ શકવા વિષે શંકા હોતી જ નથી. એને તો રજા જોઇએ છે. છતાંય આવી શકયતા ઉપર વાત છોડી દેવાનો શો અર્થ ? કારણ કોઇ વિશિષ્ટ વ્યક્તિએ-" આમ કરી શકાય " " આમ થઇ શકે " એવા વાકયો તે વસ્તુ કરવામાં હરકત નથી એમ સમજાવવા માટે વાપર્યાં છે; એટલે કે એ વાકયો નરમ આજ્ઞા સૂચવે છે. અંગ્રેજી-you may go-નું આ સ્પષ્ટ ભાષાંતર છે. પણ " શકવું ' તો " Can " ક્રિયાપદના અર્થમાં જ આજ લગી વપરાતું. નાના છોકરાને પરવાનગી આપતા " હા, ખુશીથી જાઓ " એમજ સાધારણ રીતે તો કહેવાય. પણ " નવજીવન " વાંચનારનું સામ્યદૃષ્ટિથી દોરાતું માનસ, " હા જઇ શકો, " એવા પ્રયોગ તરફ વળે છે. અને ભાષામાં એક નવો જ વ્યાકરણપ્રયોગ દાખલ કરે છે.

વ્યાકરણના મૂળમાં આવી સામ્યદષ્ટિ જ્યા ત્યાં નજરે પડશે વ્યાકરણના નમુના આપી શબ્દરૂપોને ગોખવવાનો અર્થ એ છે કે અમુક આપેલા શબ્દના રૂપ અનુસાર બીજા શબ્દોને પણ રૂપ અપાય "જવુ" અને "કરવુ"–ક્રિયાપદોને બે ભિન્નરૂપના ઉદાહરણો તરીકે લઇને પછી આપણે–"જાય" "ખાય" "ન્હાય" અને "કરે" "ફરે" ઇત્યાદિ રૂપોને ઉપજાવી કાઢીએ છીએ. એટલે કે ઉદાહરણનું અનુકરણ તે ભાષાનો નિયમ છે. "ખાધુ" "પીધુ" "લીધુ" "દીધુ" વગેરે ભૂતકાળના રૂપો છે "આવ્યુ" "લાવ્યુ" તે બીજી જાતના ક્રિયાપદોને લાગુ પડે છે. "ખાધુ" "પીધુ"ને અનુસરી આપણે "ન્હાવુંનું ન્હાધુ' કે "ગાવુનું ગાધુ" કરીએ તો ભૂલ થાય. એવી ભૂલ નીપજવાનો ઘણો સભવ છે. કારણ "ખવુ' અને "ગાવું–ન્હાવુ' મા ઘણુ શબ્દ-સામ્ય છે. આવી ભૂલ સ્વાભવિક છે છતા એને ભાષા ચલાવી લેતી નથી. ને તોયે આવી શબ્દ–સામ્યથી નીપજેલી ભૂલો ભાષામા હોય જ નહિ એવુ કશુ નથી. આવી સબ્દસામ્યથી નીપજતી ભૂલ કાઠીઆવાડી પ્રયોગ–કહ્યુ ની જગ્યાએ કીધુની વપરાશમાં છે

સસ્કૃત ધાતુ-कथ् ઉપરથી ઉતરી આવેલ કર્મણિ કૃદન્ત રૂપ "કહ્યુ" તે સ્વાભવિક પરિવર્તન છે. એજ ધાતુ ઉપરથી–कथितम् ઉપરથી ગૂજરાતી "કીધુ" સમજાવવુ છેક જ અસભવિત છે. कृतकम् ઉપરથી "કીધુ" સમજાવી શકાય. કાઠિયાવાડી–"કીધુ" ( કહ્યુના અર્થમા ) શબ્દસામ્ય ઉપરથી જ ઉત્પન થયેલુ રૂપ હોવુ જોઇએ, એ સિવાય બીજો ખુલાસો આપવો મુશ્કેલ છે

બાળક જ્યારે ભાષા વાપરતા શીખે છે ત્યારે આવી ઘણી ભૂલો કરે છે. "મે કર્યું" "મે કહ્યુ" જેવા ભૂતકાળના પ્રયોગથી દોરવાઇ જઇ "મે આવ્યો" એમ એ કહે તે સ્વાભાવિક છે.

આપણી વ્હોરા કોમની ગૂજરાતીમાં આવા ઘણા પ્રયોગો થાય છે. વળી "બાએ આપ્યુ" "ભાઈએ લીધું" વગેરે પ્રયોગોથી દોરવાઇ જઇ બાળક "હું'એ પીધું" જેવા પ્રયોગ પણ કરે. આવી જાતની ભૂલો જો મોટા પ્રમાણમાં પ્રચલિત થાય તો આવા પ્રયોગો ભાષામાં રૂઢ થઇ જાય. આવા રૂઢ પ્રયોગો વ્યાકરણની વિરૂદ્ધ છે એવું જનતાને ભાન રહે તેની સાક્ષી વ્હોરાઓની ગૂજરાતી પૂરે છે. વળી " લાડુ કે લાપસી બેમાંથી એકે મને નથી ભાવતા, " એ વાક્ય વ્યાકરણની દ્દષ્ટિએ ખોટું છે એમ કેટલાક ગૂજરાતી બોલનાર કહી શકશે. અને કહી શકે તો એ વાક્યનું સાચું વ્યાકરણ શું ? " નથી ભાવતું–ભાવતો–કે ભાવતી ? " વ્યાકરણ દ્દષ્ટિએ એટલું તો ચોક્કસ કે ક્રિયાપદ એક વચનમાં હોવું જોઇએ છતાં એને એક વચનમાં બોલતાં ગૂજરાતી માનસ આંચકો ખાય છે. " બેમાંથી એકે નથી ભાવતું " એ રૂઢ વ્યાકરણ છે. એ ખોટું વ્યાકરણ છે એમ કહેતાં આજે આપણને વિચાર કરવો પડે. ટૂંકમાં વ્યાકરણ અને સ્વાભાવિક પ્રયોગો ઘણીવાર જુદા પડે છે.

" મને વિચાર છે " " મને લાગણી છે. એવા પ્રયોગો પણ ગૂજરાતીમાં રૂઢ છે. " બોલનારનો વિચાર " તે સાચુ ? કે " બોલનારને " ? " બોલનારની લાગણી " ? કે " બોલનારને ? " ખરી રીતે આવા પ્રયોગો " મને લાગે છે " " મને ભાસે છે " " મને જણાય છે " વગેરેના અનુકરણ છે. અને ઉપર કહેલી સામ્યદ્દષ્ટિને લીધે જ આપણને એ ખોટા નથી જણાતા. નહિ તો એ નામ–શબ્દોનો સંબંધ છઠ્ઠી વિભક્તિ સિવાય થાય જ નહિ.

" હું–અમે; તું–તમે; અને તે–તેઓ "–તે બધા એક બીજાના એક વચન બહુ વચન રૂપો છે. પણ ગૂજરાતીમાં " તમે " એક માણસને માટે માનાર્થે વપરાવા લાગ્યું, ત્યારે " તેઓ "ના

" એ " પ્રત્યયને ( જોકે કે આ "એ" પ્રત્યય પણ વધારનો જ છે. ) પોતાનો પ્રચાર કરવાની, તક મળી. " તમો " રૂપને " તમે "-ના બહુવચન રૂપે-અને વળી પાછું માનાર્થે એક વચનમા વપરાતા આપણે ઘણીવાર સાંભળીએ છીએ. એવી જ રીતે " અમે "ને બહુવચનની રહેજ પણ જરૂર ન હોવા છતાં " અમો " પણ વપરાય છે. આવી રીતે વ્યાકરણરૂપોને એક સરખાં કરવા માનવ-માનસ મથ્યા કરવાનું.

આવી જાતના વ્યાકરણ પરિવર્તનને સ્વાભાવિક કહી શકાય પણ એ સ્વાભાવિકતાનો અર્થ એવો નથી કે બધા વ્યાકરણ રૂપોના પ્રકારો છેવટે એક જ સ઼ત્રાથી સમજાવવાનો ભાષાનો આદર્શ હોય છે. માનવ-માનસ એવા કોઇ આદર્શને પ્રયત્ન પૂર્વક અનુસરે છે એમ કહેવુ સર્વથા અયોગ્ય છે વાત એમ છે કે કોઇ ખાસ સંજોગોમા વાર વાર થતી ભૂલોને લીધે વ્યાકરણમાં પરિણતિ થાય છે આથી વ્યાકરણરૂપો ભાષાના આદર્શથી વારંવાર જુદા પણ પડે છે એવા રૂપો વિનાની ભાષા શોધ્યે પણ નહિ મળે ભાષાનો વિકાસ મનુષ્યે પોતે જ્ઞાનપૂર્વક કરેલા નિયમમાં ઘટાવવો શક્ય નથી એનું કારણ આજ છે **ભાષા ઉપર કહેલી એવી સામ્યદૃષ્ટિથી પરિવર્તન પામે, નિયમોને પાળવાની વૃત્તિથી નહિ.**

જેમ સામ્યદષ્ટિથી વ્યાકરણ પરિવર્તનને પામે છે, તેમ ભાષામાં ભાવ-નિદર્શનની જરૂરીઆત પણ ભાષા વિકાસને માટે ઓછી જરૂરની નથી. વ્યાકરણથી ભાવને મચોટ દર્શાવવાની વૃત્તિને લીધે વ્યાકરણમાં કેવી જાતના પરિવર્તન ઘટે તે જોઇએઃ—

સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને આજની ગૂજરાતીના વિકાસ-નો ઇતિહાસ જોઇએ તો આપણને તરત જ સમજાય કે વ્યાકરણ

રૂપોના ઉપર વપરાશથી પડતા ઘસારાને લીધે તે કેવા ઘસાઈ જાય છે. આવા ઘસાએલા રૂપોમાં વ્યાકરણ નિર્દેપ કરવાની શકિત ઓછી થઈ જાય છે જ્યારે આમ થાય, ત્યારે વ્યાકરણને વળી પાછુ દર્શાવવા માટે નવા રૂપો-અથવા જુના રૂપોને ફરી પાછા-ભાષામાં આણુવા પડે સસ્કૃત વિભકિત પ્રત્યયો આજની ભાષાઓમાંથી પ્રાયલુપ્ત થયા છે. એ પ્રત્યયોની જગ્યાએ કાંતો નો-ની-નુ-થી-થકી-જેવા અર્વ-પ્રત્યયો દેખાય છે, અને કાંતો વિભકિત નિર્દેશ માટે મૂળ જૂના સસ્કૃત વા ફારસી અવ્યયોનો ઉપયોગ થાય છે **नदीम गच्छत** એમ કહેતા " નદી **તરફ** ગયો " એવુ સ્પષ્ટ સમજાય. પણ બીજી વિભકતનો સસ્કૃતમા જે ઉપયોગ હતો તે આજની ગૂજરાતીમા નથી રહ્યો, અને એને બાદલી આપણે " તરફ " કે " ભણી " જેવા અવ્યયોનો ઉપયોગ કરીએ છીએ " નદીએ ગયો " એમ એમ કહેતાં ગૂજરાતીમાં અસ્પષ્ટ ભાવ રહી જાય. માણુસ **નદી પર** જઇ બેસી રહ્યો હોય તોએ આપણે તો " નદીએ જઇ બેઠો હશે " એમ આપણે કહીએ એટલે જ આવા " તરફ '-' ભણી " જેવા અવ્યયોનુ મહત્ત્વ આપણી ભાષાઓમા વધી ગયુ છે આવા અવ્યયો ઉપરાત કેટલાક ક્રિયારૂપોને પણ આપણે વિભકિત-સ જ્ઞાઓ બનાવી દીધા છે " લાકડા લઇ મર્યો " અને " લાકડી વતી માર્યો " એનામા કશો અર્થભેદ નથી પડતો. " સાણુ દઇ પીવુ " અથવા " માટી દઇ લીંપવુ " વગેરેમાં પણ " દેવુ "ના ક્રિયારૂપ સસ્કૃત ત્રીજી વિભક્તિનુ કામ કરે છે. ગુજરાતીમા જ નહિ, બંગાળીમા પણ " નિયે " " દિયે " વગેરે કૃદન્તોનો આમ વિભક્તિદર્શક સંજ્ઞા તરીખે બહોળો ઉપયોગ થાય છે

અવ્યયોનો વિકાસ એ ભાષા પરિવર્તનનો એક વિશિષ્ટ પ્રકાર સૂચવે છે મૂળ શબ્દનો ખરો અર્થ છોડી દઇ શબ્દ પહેલા

" અવ્યય " બને છે; અને પછી છેક પ્રત્યય રૂપે એનું પરિવર્તન થવું કેટલું સ્વાભાવિક છે તે સમજાશે. " ધીમેથી ઉતરજો " ને બદલે " ધીમે રહી ઉતરજો " એમ જ્યારે આપણે કહીએ ત્યારે " રહી " અવ્યયનો ભાગ ભજવે છે તે દેખીતું જ છે. " ધ્યાનથી સંભાળજો " ને બદલે " ધ્યાન દઇ સાંભળજો " એમાં પણ " દઇ " " થી "-પ્રત્યયની ગરજ સારે છે. એની ખાત્રી માટે બંગાળી " લાઠી દિયે મારા " એ પ્રયોગ ધ્યાનમાં લેવો બસ છે. એવી જ રીતે " હાથે કરીને શીદ હેરાન થાય છે ? " એ વાક્યમાં " કરીને " અવ્યયનું કામ કરે છે. એની ખાત્રી બંગાળી " છાતા હાતે કરે નાઓ " જેવા પ્રયોગથી થશે.

" સારૂં " તે એક નામશબ્દ રૂપ છે. એને પણ આપણે વિભક્તિદર્શક સંજ્ઞા તરીકે વાપરીએ છીએ. " મારા સારૂ " " મારા વાસ્તે " " માગ માટે " વગેરેને આપણે ચોથી વિભક્તિના પ્રયોગો લેખીએ છીએ. " વડે " " વતી "ને ત્રીજી વિભક્તિના લેખાય છે. પણ આ બધા તો મૂળ-શબ્દો ઘસાઇને પછી " અવ્યયો " અથવા નિર્જીવ વ્યાકરણ સંજ્ઞાઓ થઇ જવાના નમુના છે.

ઉપર કહ્યું એવી જ રીતે મૂળ અર્થ ઘસાઇ જઇ એમાથી એક વિશિષ્ટ પ્રકારની વ્યાકરણસંજ્ઞા-જેને આપણે માલકારક ક્રિયાપદ કહીએ છીએ-તે ઉપજે છે. " હું તો તમારી રાહ જોઇને કયારનો બેસી રહ્યો છું. " એ વાક્યમાં રહેવું-ક્રિયાપદનો મૂળ અર્થ નથી રહ્યો. તે તો માત્ર એક વિશિષ્ટ સમય-સંજ્ઞા છે. હિંદીમાં પણ એ ક્રિયાપદનો એવો જ ઉપયોગ થાય છે. " મે બેઠ રહા હું " તે આવી જ જાતનો પ્રયોગ છે. બંગાળીમાં એ જ વાક્યને ઉતરતાં " બસે આછિ " એમ કહેવાથી જ બસ થાય છે. " બેસી રહ્યો છું " એટલે " બેઠેલી સ્થિતિમાં છું. " એનું

અંગ્રેજી ભાષાન્તર " I have been sitting " એવું થાય આ એક વિશિષ્ટ કાળ છે એમાં કહેવાપણું ન હોય. એવી જ રીતે " જોઈએ " ક્રિયાપદનો ઉપયોગ આજ્ઞાર્થ-કાળમાં કરવામાં આવે છે. " પડવુ " ક્રિયાપદને પણ આપણે સાહાકારક ક્રિયાપદોમાં ઉચકી લીધુ છે. "એ તમારે કરવું પડશે" એ વાકયમાં " પડવું " ક્રિયાપદ મૂળ અર્થ રહિત સાહાકારક ક્રિયાપદ છે.

" શ્રમપૂર્વક " " સાદી રીતે " વગેરે પ્રયોગો પણ વિશિષ્ટ વ્યાકરણના અંગો છે. " શ્રમથી " અને " સાદાઈથી " જેવા ક્રિયા વિશેષણોની સહાય છોડી આવા ક્રિયા વિશેષણો ભાષામાં દાખલ કરવા પડે છે, એનું કારણ પણ ભાષામાં ભાવદર્શનનું વૈવિધ્ય લાવવાનો આગ્રહ એ જ છે. " સાદી રીતે " " ચોકખી રીતે " વગેરે પ્રયોગોથી ક્રિયા વિશેષણનો એક નવો જ પ્રકાર ઉદ્ભવે છે. બંગાળીમાં પણ " આસ્તે કરે " " શક્ત કરે " અને ગુજરાતીમાં " હાથે કરી " જેવા પ્રયોગો રૂઢ છે. આવા " રીતે " અને " કરી " જેવા શબ્દો છેવટ માત્ર વ્યાકરણ સંજ્ઞાઓ થઈ ઉભા રહે તે કલ્પ્ય છે:—

" ગાડીવાળો ", " રખેવાળ " અને " ગોવાળ " એ શબ્દોનું વ્યાકરણ જોઈએ, " ગોવાળ " શબ્દ " ગો " અને " પાલક " એવા બે ભિન્ન શબ્દોનો બનેલો છે. પણ " વાળો "નો અર્થ હવે " પાલક " નથી રહ્યો. " ગાડીવાળો " કે " વાજાવાળો " ગાડી કે વાજાને પાળતો નથી. " પાલક " શબ્દ ધમાઈને એક વ્યાકરણ સંજ્ઞા બની રહ્યો છે. વસ્તુની માલકી બનાવતા નામ શબ્દોને બનાવવામાં આપણે " વાળો "-શબ્દસંજ્ઞાનો ઉપયોગ કરીએ છીએ. મૂળ-શબ્દનો અર્થ ઉડી જઈ વ્યાકરણસંજ્ઞા કેવી રીતે ઉદ્ભવે તેનો આ સારો નમુનો છે.

મૂળ શબ્દનો અર્થ ઉડી જઇ પ્રત્યય તરીખે વપરાતા શબ્દોમાં જે નર્જિવતા આવી જાય છે એને લઇને જ આપણે એમને સંજ્ઞા-શબ્દો કહ્યા છે. સંજ્ઞાશબ્દો મૂળમાં પણ અર્થ-રહિત હોય અથવા સંજ્ઞા પૂરતો જ એમનો ઉદ્‌ભવ હોય તે અકલ્પ્ય છે. આવા સંજ્ઞા શબ્દોની વિશિષ્ટતા જ એ હોય છે કે એની વ્યાખ્યા કરવી કે અર્થ આપવો અતિ કઠિન હોય છે. "કે" ગૂજરાતી ભાષાનો સંજ્ઞા-શબ્દ છે. ગૂજરાતીમાં એણે થોડા જ વર્ષો પહેલાં પ્રવેશ કર્યો હોય એમ માનવાને કારણો છે. "એણે મને કહ્યું કે કાલે આવજે." આવો કોઇ પ્રયોગ સંસ્કૃત કે પ્રાકૃતોમાં હોય એવું જાણ્યામા નથી. આ "કે" તે મૂળ ફારસીમાંથી ગૂજરાતીએ એક વ્યાકરણ સંજ્ઞા તરીખે ઉઠાવી લીધો છે. પણ ફારસીમા એ "કે"નો અર્થ ગૂજરાતી "કે" જેવો નથી યતો ફારસીમાં એનો અર્થ છેક જ અસ્પષ્ટ છે. પણ ગુજરાતીમા તો એ એક ખાસ સંજ્ઞા-શબ્દ તરીખે વ્યાકરણની જરૂરીઆત પૂરી પાડવામાં આવ્યો છે. છતાએ એ "કે" જેવો સાદા શબ્દની વ્યાખ્યા આપવી કેટલું અઘરૂં છે ? "કે"નો અર્થ ગૂજગતીમાં જ સમજાવી શકે એવા કેટલાક ગૂજરાતીઓ નીકળશે ?

"નથી" પણ ગૂજરાતીમા તો એક વ્યાકરણસંજ્ઞા જ બની રહ્યુ છે એમા રહેલાં न+अस्ति એ બે શબ્દો બોલનારના મનમાં તો નથી જ હોતા. "નથી" તે માત્ર ન-કાર-દર્શક સંજ્ઞા જ છે. એનું વ્યાકરણ ક્રિયાપદ તરીખે કરવું સર્વથા અયુક્ત થાય. "આવ્યો'તો" "ગયો'તો" વગેરેમા "તો". કયાંથી આવ્યું તે લખતાં વાચતા આવડતું હોય તે જ કહી શકે, બાકી કાઠિયાવાડી ખેડૂત તો એને ભૂતકાળની સંજ્ઞા તરીખે જ ઓળખવાનો. એનો મૂળશબ્દાર્થ શુ હશે એની ચિંતા તો એ કદી ન કરે. જેને પ્રાકૃતોનું જ્ઞાન ન હોય, અને સાધુભષામાં બોલાતા "હુ"-નું

અસ્તિત્વ જે ન જાણતો હોય એની હિમ્મત આ "તો"-ને સંસ્કૃત "ભૂ-ભવ" ક્રિયાપદ સાથે જોડવાની ન જ ચાલે. આનું નામ વ્યાકરણસંજ્ઞા. વ્યાકરણસંજ્ઞાઓના ઉપર પડતા ઘસારાની જે વાત કરી તે આ. પ્રત્યયો અને સંજ્ઞાશબ્દો એકબીજાથી બહુ દૂર નથી હોતા એની આથી વધારે શી ખાત્રી હોય શકે ?

ટુંકમાં આવી રીતે વિશિષ્ટવ્યાકરણમાંથી સામાન્યવ્યાકરણનાં રૂપોનું ઘડાવું, અને વળી એ રૂપોનું ઘસાવું અને નકામું થઇ જવું એ વ્યાકરણનો સ્વભાવ છે. થોડે થોડે કાળે નવા નવા પ્રત્યયોનો વ્યાકરણમાં પ્રવેશ—અને નવા નવા શબ્દોની બનતી નવી નવી વ્યાકરણ-સંજ્ઞાઓ—એ જ જીવન્ત ભાષાનું લક્ષણ છે. જ્યારે આમ થતું અટકાવીએ ત્યારે તે ભાષા "મૃતભાષાઓ"માં લેખાય.



# ભાગ ૪ થો

## શબ્દ-વિજ્ઞાન

અને

## લેખન-વિદ્યા

# પ્રકરણ ૧ લું

## શબ્દ–કોષ

પ્રતિમા–શબ્દ ભાષાનું એક અંગ છે; શબ્દ પ્રતિમા તે બીજું. વળી શબ્દ–માત્ર શબ્દ–વ્યાકરણ રહિત શબ્દનું અસ્તિત્વ પણ સ્વીકારવું જોઇએ. કોઇ પણ ભાષામાં, વ્યાકરણ–પરિવર્તન થયા વિના શબ્દ–સમૃદ્ધિ વધી, ઘટી શકે. ઉચ્ચાર કે વ્યાકરણ–પદ્ધતિ છોડયા વિના શબ્દ–કોષ આખો જ ફરી જાય એવું પણ બને. આવી જાતનું શબ્દ–કોષનું પરિવર્તન જે બોલીને આપણે ઉર્દૂ કહીએ છીએ એમાં થયું છે. ઉર્દૂની ઉચ્ચાર પદ્ધતિ બહુ અંશે ભારતીય છે. એનું વ્યાકરણ તો ભારતીય છે જ. માત્ર એનો શબ્દ–કોષ ફારસી અને અરબી શબ્દોથી ભરપૂર છે. ફારસી ભાષામાં પણ અરબી શબ્દોનો બહોળો પ્રચાર મુસ્લીમ ધર્મ અને સંસ્કૃતિના ઇરાન–પરના વિજય પછીનો જ છે. જુની ફારસીમાં મહાન સમ્રાટ દેરીઅસના શિલાલેખો અને નવી ફારસીમાં ફરદુશીનું "શાહનામે" વાંચતાં આ પ્રતીતિ તરત જ થાય. આવી જ રીતે જાવા બેટની "કવિ"–ભાષામાં "જાવાનીઝ" વ્યાકરણ અને સંસ્કૃત શબ્દોનું મિશ્રણ દેખાય છે.

શબ્દકોષકારનું મુખ્ય કાર્ય તો કયો શબ્દ કયાંથી આવ્યો ? એમાં ઉચ્ચાર પરિવર્તન કે અર્થ પરિવર્તન થવા કેમ પામ્યા ? એ તપાસવાનું જ હોય છે. શબ્દ–પરિવર્તનના અભ્યાસીને ઉચ્ચાર પરિવર્તન અને વ્યાકરણવિચાર વિના ન ચાલે. એ બન્નેને ધ્યાનમાં લીધા વિના શબ્દાભ્યાસ કરીએ તો શબ્દસામ્યથી ઘણી ખોટી ધારણાઓ મનમાં ઉતરી જાય. વળી કોઇ એક શબ્દ કયા શબ્દમાંથી ઉતરી આવ્યો–અને કઇ રીતે ભાષામાં આવ્યો–એનો વિચાર કરતી

વખતે એના અર્થથી પણ મોળવાવું ન જોઇએ શબ્દના મૂળ અર્થ અને એના પ્રચલિત અર્થમાં આસમાન જમીનનો ફેર સંભવે. અર્થ-પરિવર્તન તે પણ ભાષાનું એક લક્ષણ છે. એટલે શબ્દનાં પ્રચલિત સંજ્ઞામૂલ્ય અને એનાં આદિ સંજ્ઞામૂલ્યના પાર્થક્ય માટે પણ આપણે તૈયાર રહેવુ જોઇએ. તે ઉપરાંત વાક્યમાં-એટલે કે શબ્દ-પ્રતિમામાં-દરેક શબ્દનો કાંઇ વિશિષ્ટ અર્થ હોય. એટલે એના પર પણ ખાસ લક્ષ્ય કરવુ જોઇએ.

શબ્દાર્થ અને શબ્દોચ્ચાર એ તો છેક જ આકસ્મિક યોગના પરિણામ છે. આવી જાતનાં શબ્દો વાપરતાં બોલનારના મનમાં દ્વિધા જન્મવાનો સમય આવતો જ નથી. સમ–શબ્દોનું અસ્તિત્વ બોલનારને મુંઝવતું નથી. અને એનુ વ્યુત્પત્તિ–ઐક્ય પણ ભાષા–પ્રયોગમાં ભૂલ ઉપજાવતું નથી. એનું કારણ શું ?

એનું કારણ એ છે કે વાક્યાર્થને ધ્યાનમાં રાખીને જ આપણે શબ્દાર્થ કરીએ છીએ. તેજ શબ્દના બીજા અર્થો સાંભળનાર કે બોલનારના મનમાં તે વાક્ય પરત્વે ઉદ્‌ભવતા જ નથી. સામાન્ય ભાષામા વપરાતા દરેક શબ્દનું એમ હોય છે ' રાત પડી–છોકરો પડયો–ઘંટ પડયો–કે સ્ટેશનનો હાથ પડયો–અને મત પડયો–જેવા વાક્યોમાં " પડવુ " ક્રિયાપદને આપણે ગમે તેમ વાપરીએ તો પણ એનો અર્થ તો સ્પષ્ટ જ રહે છે વાત એમ છે કે એવા ક્રિયાપદો તે તે વાક્ય પૂરતાં ભિન્ન ભિન્ન ક્રિયા શબ્દોની ગરજ સારે છે. એવી જ રીતે નામ શબ્દોને પણ આપણે જુદા જુદા અર્થોમાં વાપરીએ છીએ. " તે તો બીચારૂં છોકરૂં છે. " અને " આ બાઇનુ છોકરૂં છે " એ બે વાક્યોમા " છોકરૂં " શબ્દને બે અર્થમાં વાપરવામાં આવ્યો છે. અને એ સમજવામાં સ્હેજ પણ મુશ્કેલી નથી પડતી. કોઇ કહેશે આવી જાતના શબ્દોમાં મુખ્ય અને ગૌણ અર્થ તો હોય જ છે. પણ એ મુખ્ય અને ગૌણ અર્થોમાં જ ભાષાના શબ્દોના અર્થનો વિકાસ સમાયેલો છે. " પીંછી " અને " કલમ " જેવા શબ્દોની વાત કરીએ તો ભાષાના સમજદારને એ શબ્દોના બે અર્થો સમજવા અઘરૂં ન પડે; એ ખરૂં. પણ મોરની " પીંછી " અને ચિત્રકારની " પીંછી " એ બે ", જુદીજ વસ્તુઓનો નિર્દેશ કરે છે–એ જુદા જ પ્રતિમા-શબ્દો છે. અને લખવાની "કલમ" અને ઝાડની "કલમ"ને તો નામમાત્રની જ સગાઇ છે;

વખતે એના અર્થથી પણ ભેળવવાનું ન જોઇએ. શબ્દના મૂળ અર્થ અને એના પ્રચલિત અર્થમાં આસમાન જમીનનો ફેર સંભવે. અર્થ-પરિવર્તન તે પણ ભાષાનું એક લક્ષણ છે. એટલે શબ્દનાં પ્રચલિત સંજ્ઞામૂલ્ય અને એનાં આદિ સંજ્ઞામૂલ્યના પાર્થકય માટે પણ આપણે તૈયાર રહેવુ જોઇએ. તે ઉપરાંત વાકયમાં-એટલે કે શબ્દ-પ્રતિમામાં-દરેક શબ્દનો કાંઇ વિશિષ્ટ અર્થ હોય. એટલે એના પર પણ ખાસ લક્ષ્ય કરવું જોઇએ.

ઉપર કહી તે તો બહુ ઝીણવટની વાત થઇ. પણ એવી ઝીણવટની ભાષાશાસ્ત્રને બહુ જરૂર છે. શબ્દના મૂળાર્થ અને એના આજના અર્થનો વિચાર કરવા બેસીએ તો કેટલાક અર્થપરિવર્તન છેક જ અદ્‌ભૂત અને અર્થહીન પણ લાગે. "ભાત" જેવા સામાન્ય શબ્દનો વિચાર કરીએ. "ભાત" શબ્દ સાંભળતાં, અમુક જાતનું, અમુક આકારનું, અને અમુક જ રંગનું એવા અનાજની છબી આપણા મનશ્ચક્ષુ સમીપ ખડી થવાની. પણ "ભાત" શબ્દ "भक्तान्न" એટલે કે રાંધેલું કે બાફેલું અનાજ એવા સંસ્કૃત શબ્દ ઉપરથી આવ્યો છે. આજે એને બદલે "ભાત" એટલે ડાંગર એ અર્થમાં પણ સુરતના ગામડાઓમાં વપરાય છે. શબ્દનો રૂઢાર્થ શબ્દને કેવો બનાવી મૂકે છે એનું તો આ એક ઉદાહરણ માત્ર છે. દરેક ભાષામાં આવા ઢગલાબંધ શબ્દો મળી આવે. એ બધાની વિગત આપવી તે આપણો ઉદ્દેશ નથી.

ઉચ્ચારસામ્ય હોવા છતાં તે જ શબ્દના જુદા જુદા અર્થ ભાષામાં સંભવે. "હાર" એટલે માળા અને "હાર" એટલે પરાજય એ બે શબ્દોની વ્યુત્પત્તિ જુદી જ છે; અને અર્થ પણ જુદા જ છે. પણ માટીનો "ખાર" અને મનનો "ખાર" તે બે એક જ શબ્દ છે, અને અર્થ જુદા જ છે. આમ આપણે સમજી શકીએ કે

શબ્દાર્થ અને શબ્દોચ્ચાર એ તો છેક જ આકસ્મિક યોગના પરિણામ છે. આવી જાતનાં શબ્દો વાપરતાં બોલનારના મનમાં દ્વિધા જન્મવાનો સમય આવતો જ નથી. સમ-શબ્દોનું અસ્તિત્વ બોલનારને મુંઝવતું નથી. અને એવું વ્યુત્પત્તિ-ઐકય પણ ભાષા-પ્રયોગમાં ભૂલ ઉપજાવતું નથી. એનું કારણ શું ?

એનું કારણ એ છે કે વાકયાર્થને ધ્યાનમાં રાખીને જ આપણે શબ્દાર્થ કરીએ છીએ. તેજ શબ્દના બીજા અર્થો સાંભળનાર કે બોલનારના મનમા તે વાકય પરત્વે ઉદ્દ્ભવતા જ નથી. સામાન્ય ભાષામા વપરાતા દરેક શબ્દનું એમ હોય છે 'રાત પડી-છોકરો પડયો-ઘંટ પડયો-કે સ્ટેશનનો હાથ પડયો-અને મત પડયો-જેવા વાક્યોમાં "પડવુ" ક્રિયાપદને આપણે ગમે તેમ વાપરીએ તો પણ એનો અર્થ તો સ્પષ્ટ જ રહે છે વાત એમ છે કે એવાં ક્રિયાપદો તે તે વાક્ય પૂરતાં ભિન્ન ભિન્ન ક્રિયા શબ્દોની ગરજ સારે છે. એવી જ રીતે નામ શબ્દોને પણ આપણે જુદા જુદા અર્થોમાં વાપરીએ છીએ. "તે તો બીચારૂં છોકરૂં છે." અને "આ બાઇનુ છોકરૂ છે" એ બે વાક્યોમા "છોકરૂં" શબ્દને બે અર્થમા વાપરવામા આવ્યો છે. અને એ સમજવામાં સ્હેજ પણ મુશ્કેલી નથી પડતી. કોઇ કહેશે આવી જાતના શબ્દોમાં મુખ્ય અને ગૌણ અર્થ તો હોય જ છે. પણ એ મુખ્ય અને ગૌણ અર્થોમાં જ ભાષાના શબ્દોના અર્થનો વિકાસ સમાયેલો છે. "પીંછી" અને "કલમ" જેવા શબ્દોની વાત કરીએ તો ભાષાના સમજદારને એ શબ્દોના બે અર્થો સમજતા અઘરૂ ન પડે; એ ખરૂં. પણ મોરની "પીંછી" અને ચિત્રકારની "પીંછી" એ બે, જુદીજ વસ્તુઓનો નિર્દેશ કરે છે-એ જુદા જ પ્રતિમા-શબ્દો છે. અને લખવાની "કલમ" અને ઝાડની "કલમ"ને તો નામમાત્રની જ સગાઇ છે;

કારણ ઝાડની ડાળીને જેમ છોલાય છે તેમ આજકાલની આપણી કલમને છોલવી પણ પડતી નથી. વળી આગળ જતાં ૧૧૭મી કલમની વાત કરતાં તો લખવાની કે રોપવાની એમાંથી એકે "કલમો" માણમના મગજને પડખે પણ નહિં ચડે ! ત્યારે તો જેલના દરવાજા ખુલ્લા થતા જ લાગશે ! ખરી વાત એમ છે કે "જાન" એટલે પરણવવા જતી "જાન" અને "જાન" એટલે "જીવ" તે જેટલા ભિન્ન શબ્દો છે તેટલે જ દરજ્જે જુદી આ ત્રણ "કલમો" છે. "કલમ" શબ્દના ત્રણે અર્થો એક બીજા પરથી ઉતરી આવ્યા છે એમ કહેવામાં પણ કશું વજુદ નથી. જ્યારે કોઇ "આ કલમી આંબો છે" અથવા "૧૧૭મી કલમ પ્રમાણે એને સજા થઇ" એમ કહે ત્યારે બે ભિન્ન જ શબ્દ-પ્રતિમાઓ આપણા મન સંમે ખડી થવાની સાંભળનાર તરત જ-કંઇ પણ જાતના વિચારસંસર્ગ વિના-આવા વાક્યો સમજી લેવાનો. આવા શબ્દોની પાછળ રહેલો ઇતિહાસ સમજી એને વાપરવાનું તો પંડિતોને જ સૂઝે. સાદી અને વ્યવહારૂ ભાષામાં દ્વિઅર્થી પ્રયોગો નથી ચાલતા. શ્લેષ-રચના ને વ્યવહારૂ ભાષામાં સ્થાન નથી.

"કલમ તે રાખતો, ને કલમષ કશુ નહિં,
સાહેબ હતો ને નિત્ય સાહેબને ભજતોઃ—"

આવી જાતના શબ્દપ્રયોગ લેખકને બહુ સંભાળથી કરવા પડે. અને એ સમજવા માટે વાંચકને પણ તૈયાર રહેવું પડે. શબ્દના જુદા જુદા અર્થો જો વાક્યમાંથી તરત જ તરી આવે એમ હોય તો સાદી ભાષા બોલવા અને સમજવામાં જ માણુસની બુદ્ધિ રોકાઇ રહે. સંસ્કૃત સાહિત્યમાં શ્લેષોપમાએ એક કાળે સજ્જડ મૂળ ઘાલેલાં. એ વખતનું સાહિત્ય આજકાલ આપણને કંટાળો ઉપજાવતું અને અકારૂં થઇ પડયું છે.

એક જ શબ્દના એક કરતાં વધારે અર્થ તો હોય જ છે. પણ જ્યારે એમને વાકયમાં વપરાય છે ત્યારે એની બહુ–અર્થતા ઉડી જાય છે. નહિં તો "ગાજરની ગાંડ" કે 'કેરીના ગરભ" જેવા પ્રયોગો આકરા થઇ પડે. ટુંકમાં શબ્દાર્થ વાકયાર્થમાં ઓતપ્રોત થઇ રહે છે. જે વાકયમાં શબ્દ વપરાયો હોય એટલા પૂરતો જ તેનો અર્થ હોય. શબ્દનો વિશિષ્ટ અર્થ તે આ. વળી એનો સામાન્ય અર્થ પણ હોય. અને એ અર્થને વાકયની બહાર પણ સમજી શકાય; છતાં આવા સામાન્ય અર્થને સ્વતંત્ર અસ્તિત્વ હોય છે એવું કહેવું રહેલુ નથી. શબ્દનો અર્થ માણસના મનમાં ત્યારે જ ઉગી આવે, જ્યારે તે વાકયમાં વપરાયો હોય. શબ્દના બધા જુદા જુદા અર્થોને નિહાળી પછી એમાંથી એક સામાન્ય અર્થ તારવી શકાય એવુ પણ નથી હોતું. દરેક શબ્દના અનેક અર્થ સ્વીકાર્યા સિવાય આપણને છૂટકો જ નથી. "તું કુતરો છે !" અથવા "કુતરો વફાદાર પ્રાણી છે" એમ કહેતાં પણ એક જ શબ્દના બહુ ભિન્ન અર્થ થઇ જાય. "કુતરો" શબ્દ સાંભળતાં આપણા મગજમાં એક ચારપગાં પ્રાણીની મૂર્તિ ખડી થાય છે, તે તો એક આકસ્મિક બીના છે. "કુતરો" શબ્દને આપણુ માનસમાં નિગળુ અસ્તિત્વ નથી હોતું. 'વફાદાર કુતરો" "અદેખો કુતરો" "કુતરો અને બિલાડી" 'કુતરો કુતરી" "રઝળતો કુતરો"–એ બધા પ્રયોગોમાં એક જ પ્રકારના વિચાર સંસર્ગ આપણા મનમાં કદી નહિં ઉદ્દભવે. આપણું મગજ શબ્દોનું એક પ્રકારનું સંગ્રહસ્થાન છે. અને "કુતરો" શબ્દ સાંભળતાં આપણે ગમે તે અથવા આમાંથી ગમે તેટલા વિચારોને આપણે મુખ્ય સ્થાન આપી શકીએ. માનવ માનસમાં શબ્દો એક બીજામાં ભળી જઇને જ વાસ કરતા હોય છે **એટલે કે શબ્દાર્થ–અથવા વાગર્થની પ્રાતપત્તિ આપણને ઘણી રીતે થાય છે.**

શબ્દો માણસનાં મગજમાં ઝૂમખાં થઇને રહે છે ઘણી વાર

ખ્યાલ આપવાની શક્તિ વધારે છે. અને " ઉંડા આકાશ " કરતાં " ગહન નભ "માં વધારે ગહનતા છે.

વસ્તુત: ફક્ત શબ્દમાં જ વધારે ભાવવાહીતા હોય છે એમ નથી; પણ જુદા જુદા શબ્દોમાં જુદા જુદા ભાવને તાદૃશ કરવાની શક્તિ હોય છે. " કઠોર " શબ્દની કઠોરતા ખરેખર પ્રબળ છે. " ધોધમાર પડતો વરસાદ " અને " દડદડ પડતા આંસુ " ને બીજા કોઇ શબ્દ વ્યક્ત નહિં કરી શકે. ધ્વનિ-શબ્દોની વિશિષ્ટતા આ છે. ગીતગોવિંદનો માધુર્યવિલાસ આમ માત્ર શબ્દધ્વનિ ઉપર જ ટકી રહ્યો છે. પણ આવા શબ્દોને વાપરવામાં કલાકૌશલ્ય જોઇએ. શબ્દોને ગમે તેમ વેરી દેવાથી ભાષા ભાવવાહી ન બને.

વળી શબ્દ અને એના અર્થમાં હંમેશાં સરખી જ ભાવવાહીતા હોય છે એવું પણ નથી. " મલિના " શબ્દના શ્રવણમાં માલિન્યનો ભાવ છે એવું કેમ કહી શકાય ? વળી ગુજરાતી શબ્દ " છોકરો " અને " છોકરી "નો ધ્વનિ અત્યંત કર્કશ છે. એટલે જ " છોકરો " શબ્દને કોરે મૂકી લેખકોને " બાળક " શબ્દ વાપરતા આપણે જોઇએ છીએ. આવી રીતે શબ્દ-ધ્વનિમા પણ કાંઇક વૈશિષ્ય હોય છે. અને એવા ધ્વનિથી શબ્દની ભાવવાહીતા ઘટે કે વધે પણ ખરી. " સુંદરી સ્ત્રી " " સુંદરી નારી " અને " સુંદરી મહિલા " ને એક જ વિશેષણથી વર્ણવવા છતાં મનમાં ભાવાર્થભેદ નથી ઉદ્‌ભવતો એમ કોણ કહેશે ? ફક્ત ધ્વનિમાં જ નહિં, પ્રત્યેક શબ્દના સ્વરૂપમાં પણ ભાવવાહીતા હોય છે. " ગ્રંથ-પુસ્તક-અને ચોપડી "-એ ત્રણે એક જ વસ્તુનો ખ્યાલ આપવા છતાં જુદા જુદા ભાવ પ્રકટાવે છે. શબ્દાર્થનો આ પણ એક વિશિષ્ટ પ્રકાર છે. દરેક શબ્દમાં ભાવવાહીતા આપોઆપ જ પ્રકટ થાય છે; કોઇવાર ધ્વનિથી તો કોઇવાર વિચારસંસર્ગથી

આસમાની શબ્દો ગૂજરાતી સ્હેલાઇથી વાપરી શકે. "માસ્તર" એટલે ગમે તે ભણેલો માણસ એવો અર્થ ગૂજરાતીમાં રૂઢ થવા બેઠો છે; અને પછી "માસ્તરગીરી" જેવો શબ્દ બનતાં પણ વાર નથી લાગતી.

આવી જાતની અનિશ્ચિતતા ઉપરાંત, એક જ શબ્દ ભિન્ન ભિન્ન અર્થમાં વપરાતો હોય, ત્યારે તેને જુદા જુદા શબ્દો ગણવા કે એક જ? "ઘોડો"-નામનું પ્રાણી, અને વસ્તુઓ મૂકવાનો "ઘોડો" એક જ શબ્દ છે એમ કહેવું? વસ્તુત: આ બન્ને શબ્દો જુદાજ છે. "ઘોડા ઉપર વાસણ મૂકવાં" અને "ઘોડાને લગામ પહેરાવવી" એ બે વાક્યોમાં એક જ "ઘોડો" આપણા મગજમાં આવે છે ખરો? અને "કદાચ મગજ બનાવે" એ સમજતાં આપણું મગજ ખવાઇ જતું નથી. વળી તેજ શબ્દને જુદા જુદા અર્થમાં વાપરવાની શક્તિ પણ ભાષામાં હોય છે. "પૈસો" શબ્દને "ધન"ના અર્થમાં વાપરતાં આપણું મન સ્હેજ પણ ખચાતું નથી. "ખાણુ" શબ્દને "ભંડાર"ના અર્થમાં વાપરવો સ્હેલું છે. આવા બધા શબ્દોને જુદા ગણીશું કે એક?

આવી રીતે જ્યારે શબ્દકોષ એક તરફથી અગણિત અને અનંત લાગે છે; ત્યારે બીજી બાજુએ કેટલાક શબ્દોના અર્થ છેક જ અસ્પષ્ટ લાગે છે. આવા અસ્પષ્ટ અને અર્થહીન શબ્દોની વપરાશ ઓછી છે એવું કોઇ રખે માને ગૂજરાતી કાવ્યનું ગમે તે પુસ્તક લેશો-અને ખાસ કરીને કુદરતના વર્ણનો અથવા નરસિંહ મહેતાના ભક્તિ કાવ્યો લેશો-તો વનસ્પતિ કે શણગારના સાધનોના એવાં વિચિત્ર નામો મળી આવશે કે સાધારણ માણસની આંખે અંધારા આવે. નીચેનું ઉદાહરણ જુઓ:—

મોગરો મરડાઇ રહ્યોને, મગી અરણી ને મરેઠી
આંબીલી આવળ ને અગથિઆ, એખરા ને અરેઠી;

## પ્રકરણ ૨ જું

---

### શબ્દાર્થપરિવર્તન

શબ્દોના અર્થ ચિરસ્થાયી નથી. ભાષાના શબ્દો એમના અર્થ બદલાવ્યે જ જાય છે. અને નવા નવા શબ્દો તે શબ્દના સ્થાન લેતા જાય છે. બોલનારની ભાષા સાંભળનાર સમજે એટલા પૂરતો જ શબ્દ-પ્રયોગ હોય. એટલે જે સંયોગો અને સ્થિતિમાં માણસ હોય એ પ્રમાણે એની વપરાશના શબ્દો પણ બદલાય તે સ્વાભાવિક છે. માણસનું જીવન જેમ જેમ બદલાય તેમ તેમ તેનો શબ્દભંડાર પણ બદલાવાનો. જે શબ્દો આજે એ વાપરતો હોય તે કાલે ન પણ વાપરતો હોય એવું બને ખરું. એટલે કે જુદી જુદી સામાજીક સ્થિતિના માણસો તે જ શબ્દો નથી વાપરતા હોતા. એક જ ભાષા બોલનાર સમાજના ભિન્ન ભિન્ન લોકો જ્યારે આવી રીતે શબ્દપ્રયોગમાં જુદા પડે ત્યારે શબ્દાર્થ ચિરસ્થાયી કયાથી જ થાય ?

લખતી વખતે આપણે "રક્તપાત" લખીશું; પણ "લોહીપાત" નહિં લખીએ. અને "રક્ત" અને "લોહી"ના અર્થમા કાંઇ ફેર તો નથી જ ! ત્યારે લખનાર "રક્ત" શબ્દને શા માટે પસંદ કરે છે ? જુદા જુદા સંયોગોમાં વાપરવા આપણે એ શબ્દોને સંધરી રાખ્યા છે. એક જ માણસ આમ સયોગયોગ માટે જુદા શબ્દો વ્યવહારમા આણે ત્યારે શબ્દને સ્થિર વસ્તુમાં ન જ લેખાય.

પણ બધા જ શબ્દોમાં આવી જાતનું અર્થઐક્ય નથી હોતું. "ગાયન" અને "ગીત"માં સ્હેજ અર્થભેદ છે. "વાજું" અને "વાજીંત્ર"માં પણ તેવી જ જાતનો અર્થભેદ છે. "દરવાજો"

અને "બારણું "નું પણ તેમ જ છે. આમ થવાનું પ્રથમ કારણ તો એ કે શબ્દો જીવનના સાધનરૂપ ભાષાનાં અંગો છે. આપણા શબ્દભંડારનો ઉપયોગ કરતી વખતે આપણું માનસ ઘણું જ સચેત રહે છે. ઉચ્ચાર અને વ્યાકરણનો ઉપયોગ આપણે યંત્રવત્ કરી શકીએ. ( એક વખત શીખી લીધા પછી ) પણ શબ્દોને તો અર્થ સમજાવવા વાપરવાના હોય છે. એટલે શબ્દાર્થપરિવર્તનના કારણો પણ ઘણાં અને અતિ જટિલ હોય છે.

પહેલાં તો આપણે એટલું ચોક્કસ સમજવું જોઇએ કે શબ્દો અમુક ભાષામાંથી અને અમુક કાળે આવ્યા એટલું કહે જ શબ્દનો ઇતિહાસ પૂરો થતો નથી. ગૂજરાતીમાં કયો ફારસી શબ્દ ક્યારે પહેલો વપરાયો એમ કહેવું શકય હોય તો પણ એનાથી કાંઇ ખાસ અર્થ સરતો નથી. શબ્દની વ્યુત્પત્તિનો ઉપયોગ બીજી જ દિશામાં છે. તેનો નિર્દેશ આપણે ઉપર કર્યો. શબ્દોના અર્થવિકાસમાંથી માનવ માનસના વિકાસનું નિરીક્ષણ કરી શકાય; અને એમાં વ્યુત્પત્તિશાસ્ત્ર મદદ રૂપ થાય. પણ વ્યુત્પત્તિશાસ્ત્રનો આ ઉપયોગ ભાષાવિજ્ઞાનના ક્ષેત્રની બહારનો છે. શબ્દાર્થપરિવર્તનની કેટલીક ધારાઓ શોધી એને નિયમોમાં ઘટાવવા પ્રયાસ કરવો એ જ ભાષાશાસ્ત્રીને મન એનું સાફલ્ય છે.

શબ્દાર્થપરિવર્તન અતિ જટિલ માનસિક ક્રિયા છે. આપણા માનસમાં શબ્દોને સ્વતંત્ર સ્થાન હોતું જ નથી. શબ્દના શ્રવણથી ઉપજતા વિચારસંસર્ગથી શબ્દને છૂટો પાડી શકાય જ નહિ. એટલે ઘણીવાર એવું બને છે કે એકી સાથે ઘણા શબ્દો પોતાના અર્થ ફેરવી લે છે. " પાન " શબ્દનો અર્થ " નાગરવેલનું પાન " થતાં " પાનવાળો " " પાનદાન " " પાન બનાવવું " જેવા પ્રયોગોમાં પણ આપો આપ પરિવર્તન ઘટે છે. " પાનવાળો " બોલતાં

" પાનવાળો વડ કે ખીજડો " હશે એવી રહેજ પણ શંકા આપણને નથી થતી. " વાટ " અને " રાહ " બન્ને શબ્દના અર્થ એક હોવાથી " વાટ જોવી " અને " રાહ જોવી " બન્નેના અર્થ એક બને છે. ઉપર આપેલા બધા પ્રયોગોમાં વિચારસંસર્ગ કેવો ભાગ ભજવે છે તે સમજાવવાની જરૂર નથી રહેતી. વળી કોઇ " ધાતુ " ઉપરથી બનેલો શબ્દ એના સહોદરોથી છૂટો પડે અને એના મૂળાર્થને બતાવનાર બીજા શબ્દો ભાષામાં ન હોય તો એના અર્થમાં તરત જ પરિવર્તન થટે છે. એક ભાષામાંથી બીજી ભાષાએ ઉઠાવી લીધેલા શબ્દોનું આવુ ઘણીવાર બને છે. આપણી ભાષામા આવીને ઘણા ફારસી શબ્દોએ પોતાના મૂળાર્થ ગુમાવ્યા છે એનું કારણ એ જ છે, કે એના મૂળાર્થની સ્પષ્ટતા જાળવવામા મદદરૂપ બીજા શબ્દો આપણી ભાષામા નથી હોતા. એવો એક શબ્દ ગૂજરાતી " ખૂબ " છે. ફારસીમાં એનો અર્થ " ઘણું " નહિ પણ " સુંદર " થાય છે.

શબ્દાર્થપરિવર્તનને પ્રોત્સાહક એવી બીજી એક ધારા તે એ કે, શબ્દો પોતાના પ્રત્યયોથી એવા બદલાઇ જાય છે કે મુળ " ધાતુ " સાથે એનો સબંધ પારખવો મુશ્કેલ થઇ પડે. જ્યારે આમ થાય ત્યારે શબ્દાર્થ ધીરે ધીરે એના મૂળાર્થથી દૂર પડતો જાય. ગૂજરાતી " પાણી ' એટલે " જળ " તે આવી રીતે ઉદ્દભવેલો શબ્દ છે. " પાણી "નુ મૂળ " પાનીય "—એટલે કે જમે તે પી શકાય એવી વસ્તુ–અથવા પીવાની વસ્તુ. પણ ગૂજરાતી " પીવું " અને " પાણી "મા દેખીતું સામ્ય ન હોવાથી " પાણી " એટલે " જળ " એવો અર્થ કરી લેતાં આપણને વાર નથી લાગતી. જ્યારે " પાનીય "ની જગ્યાએ " પીવું " ઉપરથી " પીણું " એવો નવો જ શબ્દ આપણે ઉપજાવી કાઢ્યો.

" પીણું " અને " પાણી " એવા બે શબ્દોના અસ્તિત્વથી

આપણે જોઈ શકીએ છીએ કે, શબ્દોને વિશિષ્ટ અર્થ માટે તૈયાર કરવાની ક્રિયા ભાષામાં સદંતર ચાલ્યા જ કરે છે. અમુક જ વાક્ય અથવા શબ્દ-પ્રતિમામાં વારંવાર આવતા શબ્દની આવી દશા થાય તે સ્વાભાવિક છે. આનું કારણ પણ એવું છે કે એના મૂળાર્થ સાથે એને જોડવા માટે આપણી નજરે બીજો કોઈ શબ્દ નથી ચઢતો, અને એને લીધે એનો અર્થ અસ્પષ્ટ બની રહે છે. વળી બીજી બાજુએ જુદા જુદા અર્થમાં વપરાતા શબ્દને છેવટ એક દિશામાં તણાવાનો ભય હમેશાં રહ્યા જ કરે છે; અને એમ ન થાય તો પણ વારંવાર વપરાતા શબ્દનો અર્થ છેવટ નબળો તો પડવાનો જ. એવા નબળા પડેલા અર્થવાળા શબ્દને બીજા નવા અને વધારે જોરદાર અર્થવાળા શબ્દને સ્થાન આપવું જ પડે. આવા બધા જુદા જુદા કારણોને લઈ શબ્દાર્થપરિવર્તન ઘટયા જ કરે.

આવા પરિવર્તનનું મૂળ માનસિક ક્રિયામાં રહેલું છે. માનસિક વ્યાપારમાં શબ્દપરિવર્તનનું મુખ્ય કારણ એક જ છે. જ્યારે કોઈ પણ બે શબ્દોના અર્થ એક જ હોય ત્યારે એમાંથી એક શબ્દને કોઈ વિશિષ્ટ અર્થમાં વાપરવા માટે આપણું માનસ પ્રેરાય. આથી ઉલટો ક્રમ પણ તે જ જાતની માનસિક ક્રિયાને આભારી છે. એક જ શબ્દ જ્યારે બહુ પ્રયોગોમાં જુદી જુદી રીતે વપરાવા લાગે ત્યારે એ શબ્દનો અર્થ વ્યાપકતા પ્રાપ્ત કરે.

વ્યાપક-શબ્દને વિશિષ્ટાર્થમાં વાપરવાના ઘણાં ઉદાહરણ ભાષામાં મળી આવે. આ ક્રિયા સંસ્કૃત શબ્દ "મૃગ"માં ઘણે દૂર સુધી પહોંચી છે. "મૃગ" શબ્દ જુદા કાળમાં વ્યાપક હતો એની સાક્ષી સંસ્કૃત "શાખામૃગ" અને ફારસી "મુરગ" પૂરે છે. જુની આર્યભાષાઓમાં "મૃગ" એટલે ગમે તે જંગલનું પ્રાણી એવો થતો હોવો જોઈએ. પણ વૈદિક અને ઉપનિષદોના કાળમાં

આશ્રમોમા " મૃગ " તો " હરિણુ " રૂપે જ વધારે જોવામા આવતો અને પક્ષીઓમાં " મુરગ " ઈરાનીઓના જીવનમાં વધારે ઉપયોગી હતો. એટલે આ બે શબ્દોને વિશિષ્ટ પ્રાણીઓએ રોકી રાખ્યા છે. મુંબઇમાં આપણે " પારસી " અને " ઇરાની "નો જે ભેદ પાડીએ છીએ તે આવી જ જાતના વિશિષ્ટાર્થ-પ્રચારનો નમુનો છે. પારસ અને ઈરાન એક જ દેશ હોવા છતા ત્યાથી અસલમાં આવેલા જરથોસ્તીઓને આપણે " પારસી " કહીએ છીએ, અને નવા આવેલાને " ઇરાની " કહીએ છીએ અલબત્ત એમાં ઐતિહાસિક તત્ત્વ છે જ; પણ વિશિષ્ટાર્થ-આરોપણ પણ તેટલે જ દરજ્જે છે. " ખોડો " એટલે " લગડો " એ પણ વ્યાપકમાથી વિશિષ્ટાર્થમા જતા શબ્દનો નમુનો છે. ખરી રીતે તો " ખોડો " એટલે ગમે તે " ખોડવાળો ". આજે પણ આપણે " મારા હાથ ખોટા પડી ગયા છે. " એમ કહીએ છીએ. આવો વિશિષ્ટાર્થ, પ્રથમ તો જે ખોડની આપણે વાત કરતા હોઇએ એને નરમાશથી વર્ણવવા કરીએ છીએ. પણ પછી શબ્દમાં એવી રૂઢતા આવી જાય છે કે એમાં એક જ-વિશિષ્ટાર્થ-રહી જાય છે અને વ્યાપકતા ચાલી જાય છે. આનું મૂળ કારણુ તો એવુ છે કે સામાન્ય ઉપયોગમાં વ્યાપક અર્થ દર્શાવતા શબ્દોનો પણ અર્થ વિશિષ્ટ જ થાય છે. " કાપવુ " કે " વાઢવું " આવી જાતના શબ્દોમાં આવે.

હાથ ઉપર " કાપ " પડવાની વાત સાંભળતાં આપણે એનો અર્થ " ઘા " સમજીએ, દરજી " કાપ " મૂકે તો કાતરથી જ. અને નોકરોના પગારમાં પણ શેઠ " કાપ " મૂકે વળી ખેડૂત પણ " કાપણી "નુ કામ કરે છે. આમાં દરેક શબ્દાર્થ વિશિષ્ટ રૂપે છે એટલું જરૂર કબુલ કરવું પડે. " રૂતુ " કે " મોસમ " જેવા શબ્દોની વ્યાપકતા દર્શાવવાની જરૂર નથી જ. પણ રૂના વેપારીને " કાલાંની મોસમ " આવે; સુરતના વાડીદારને

" આંબાની મોસમ " આવે; વળી ડાકતરને પણ આસો મહિને " મોસમ " આવે છે. " ૠતુ " શબ્દને આપણી ભાષાઓએ સ્ત્રીઓની શારીરિક અવસ્થાના એક ખાસ સમય માટે રોકી લીધો છે. " મોસમ " અને " ૠતુ " જેવા શબ્દોના અર્થ દરેક બોલનારને મન જુદા જ હોય છે. લગભગ દરેક વ્યાપક શબ્દના આવા વિશિષ્ટાર્થ બતાવી શકાય, અને દરેક વાક્ય દીઠ એના જુદા જુદા અર્થો આપણે તરત જ સમજી લઈએ છીએ. આવા વિશિષ્ટ અર્થોમાંનો એક જ્યારે શબ્દને ઘેરવા માંડે ત્યારે એના અર્થનું પરિવર્તન થાય.

એથી ઉલટું વિશિષ્ટાર્થમાં વપરાતા શબ્દને વ્યાપકતા પણ પ્રાપ્ત થાય. જ્યારે આપણે કોઈ ન જોએલા અથવા અલ્પપરિચિત છોડ કે ફુલને " વિલાયતી લીમડો " કે " જંગલી ગુલાબ " જેવા નામો આપીએ છીએ ત્યારે આવી અર્થ-વ્યાપકતા કોઈ વિશિષ્ટ શબ્દને મળે છે. બાળક જ્યારે "ઘોડા"ને પણ "ગાય" કહે છે ત્યારે આવી ભૂલ કરે છે. ચારપગું અને મોટા કદનું પ્રાણી તે " ગાય ", એવી બાળકબુદ્ધિમાં શબ્દાર્થપરિવર્તનની એકધારા સમાએલી છે. ફ્રેંચ ભાષામાં " હિંદુ " એટલે ભારતવાસી એવો અર્થ થાય છે. પારસીને મન " વાન્યો " એટલે ગમે તે ગૂજરાતી હિંદુ. પણ આ તો આવા શબ્દાર્થપરિવર્તન પાછળ રહેલું માનસ દર્શાવવાની વાત થઈ. હવે આ શબ્દો જુઓઃ—"રોટલો-ભાત-છાશ-દૂધ-તેલ" આ બધા જ શબ્દોને એના વિશિષ્ટાર્થ ઉપરાંત વ્યાપક-અર્થ પણ છે. " રોટલા ખાવા " એટલે ખોરાક ખાવો એ અર્થ ગૂજરાતીમાં પ્રચલિત છે. બંગાળીમાં " ભાત ખાવા " એજ અર્થમાં વપરાય છે. કાઠિઆવાડીમાં " છાશ પીવી " એટલે સવારનો નાસ્તો કરવો. " દૂધ " વડનું અને થોરનું પણ હોય; " તેલ " તો તલનું બનેલું હોવું જોઈએ પણ મગફળી, નાળીએર, અને

માછલીનું પણ તેલ હોય છે ફારસીમાં ગુલ–શબ્દ ગુલાબ અને ફુલ બન્ને માટે વપરાય છે. આ બધું બતાવે છે કે વિશિષ્ટાર્થમાંથી વ્યાપકતા તરફ ખેંચાવું શબ્દને સ્વાભાવિક છે.

શબ્દાર્થ–પરિવર્તનની આ ધારા અર્થ-વિસ્તારથી ઘણીવાર નક્કી થાય છે. " તેલ "-શબ્દમાં આવું કાંઈક થયું છે " તેલ " તો તલમાથી નીપજેલું " તૈલ " જ હોય. પણ " તૈલ "માં જે વ્યાપકતા આવી તે તે પ્રવાહીના ચિકાશ અને પ્રવાહીપણાના અર્થ વિસ્તારથી. ' તેલ " શબ્દ સાંભળતાં આપણા મનમા કોઈ ચીકણો પ્રવાહી પદાર્થ એવુ ચિત્ર ખડું થાય છે અને આથી " તેલ "ની વ્યાપકતા દૃઢ બને છે; અને ખાણમાંથી નીકળતા ગ્યાસતેલ–ધાસલેટને–પણ એમાં જ સમાવી દઈએ છીએ.

કેટલીક વાર કોઈ એક વસ્તુનો નિર્દેશ કરવા આપણે એના જેવી કોઈ બીજી વસ્તુનો શબ્દ વાપરીએ છીએ; અને આવી રીતે વારવાર વપરાતો શ્લેષ-શબ્દ ખરા શબ્દનું સ્થાન લે છે મનુષ્ય–શરીરના કેટલાક અવયવો અને એની કેટલીક ક્રિયાઓમાં શબ્દો વારંવાર બદલાયા કરે છે તેનું કારણ આ છે. આંખને બદલે મરાઠીમા વપરાતો શબ્દ " ડોળા " અને માથાને બદલે " તોંડ " આ જાતના શબ્દો છે. ગૂજરાતીમા વપરાતા શબ્દો સાથે આ શબ્દોને સરખાવતા આ બાબતની ખાત્રી થશે. ગૂજરાતીમાં "ડોળા" શબ્દ તિરસ્કારમા આંખને બદલે વપરાય છે. તેવી જ રીતે "તારા બાપનું તોકું" જેવા ગ્રામ્ય પ્રયોગમાં ફારસી શબ્દ " તુ દ "–સમાયો છે. " દાઢી " શબ્દ ગૂજરાતીમા " હડપચી "ના અર્થમાં પણ વપરાય છે. પણ બીજી ભષાઓમાં " દાઢી " તો વાળની જ હોય છે. ગૂજરાતી " કપાળ " શબ્દ–મૂળ માથાના કે ગાલના શબ્દ ઉપરથી આવ્યો હોય પણ એમાં " ભાલ " કે " લલાટ "ની

નામગંધ પણ નથી જ. શરીરના અવયવોના નામો જલ્દી ફેરવાયા કરે છે એનું કારણ તો એવું છે કે કેટલાક અવયવોને શબ્દથી બતાવતાં મનુષ્ય-માનસ ખંચાય છે. ગૂજરાતીમાં "સ્તન"શબ્દની જગ્યા "છાતી" લેવા બેઠો છે, જેને નામ ન લેવાય એવા અવયવો ગણાય છે એને માટેના શબ્દો તો દિવસે દિવસે બદલાવાના. એવી ક્રિયાઓનું પણ એવું જ છે. "ભીનું કરવું" "ખાળે જવું "વગેરે પ્રયોગો આવા શ્લેષાર્થથી ઉપજે છે. શ્રૃંગારિક ક્રિયાઓને પણ શ્લેષથી વર્ણવવાનું દરેક ભાષામાં રૂઢ હોય છે.

## શબ્દોદ્‌ભવ અને શબ્દાપહરણ

ભાષાના શબ્દો ઉપર અનેક પ્રકારનો ઘસારો થયા કરે છે. વિષ્ટાર્થમાંથી વ્યાપક-અર્થ અને વ્યાપકમાંથી વિશિષ્ટાર્થ થવો તે ભાષાનો ક્રમ છે, શબ્દોના અર્થ પર પડતા આવા ઘસારાથી ભાષામાં એવા શબ્દોની જગ્યા ખાલી પડે. આવી રીતે ખાલી પડતી જગ્યા, અથવા નવા વિચારોને દર્શાવવાની જરૂરીઆતને અંગે, ભાષાને નવા નવા શબ્દોની જરૂર પડે. આવા શબ્દો ઉપજાવી કાઢવા પડે. ભાષાના મૂળ ધાતુ-શબ્દો ઉપરથી ઉપજાવાતા શબ્દો, તેમજ વર્તમાન શબ્દોના જોડાણથી ઉપજાવાતા શબ્દોથી સાધારણ રીતે તો આ ગરજ સરે છે. આવી જાતના શબ્દોને ભાષામાં સ્થાન મળતાં વાર નથી લાગતી. "પાણી" અને "પીણું"-"છત્ર" અને "છત્રી" આવી જાતના શબ્દો છે; "જળકુકડી" પણ એક જ પ્રતિમા-શબ્દ છે.

પોતાની જ ભાષામાંથી જ્યારે જોઇતા શબ્દો ન મળે, અથવા ઉપજાવી ન શકાય, ત્યારે શબ્દોનું અપહરણ આવશ્યક બને. આસ-પાસની ભાષાઓમાંથી લીધેલા શબ્દો દરેક ભાષામાંથી ઢગલાબંધ નીકળે. વળી ભાષાની "બોલીઓ "માંથી ઉઠાવી લીધેલા શબ્દોનો પણ દરેક ભાષામાં સુમાર નથી હોતો. ગૂજરાતીમાં *કાઠિઆવાડી*

શબ્દોએ આજે ઉંડા મૂળ ઘાલવા માંડ્યા છે. આવા શબ્દોનો બહોળો પ્રચાર દરેક ભાષામાં વખત આવ્યે થાય છે. બહારથી આવતી વસ્તુઓ ઘણુંખરું તો પોતાના બહારના નામોને લઇને જ બીજા દેશમાં પગ મૂકે છે. "સાબુ-બટેટાં-ટમેટાં-મોટર"-વગેરે આ વર્ગના શબ્દો છે.

આ ઉપરાંત લગભગ બધી જ શિષ્ટ ભાષાઓમાં શબ્દ-અપહરણ કરવાનું એક મોટામા મોટું સ્થાન તે તે ભાષાની મૂળ જૂની અને ત્યજી દેવાએલી સંસ્કૃત ભાષા. હિંદની આર્યભાષાઓ આજે સંસ્કૃત શબ્દોને મરજી મુજબ ભાષામાં ઉચકી લે છે બંગાળી ભાષાનો શબ્દ-કોષ જોઇએ તો આપણને એમ જ થાય કે આ ભાષા સંસ્કૃતથી જુદી નથી જ. હિંદી અને ગૂજરાતીને વળી શબ્દો ઉકચવાનું એક બીજું પણ ઠેકાણું છે; તે ફારસી શબ્દકોષ. આપણી બોલાતી ભાષામાં પણ ફારસી શબ્દોનું પ્રમાણ નજીવું નથી. અંગ્રેજી રાજ્યના અમલ સાથે અંગ્રેજી શબ્દોએ પણ આપણી ભાષાઓમાં વસવાટ વધાર્યો છે. દ્રાવિડ ભાષાઓએ તો સસ્કૃતને પણ ઘણા શબ્દો આપ્યા હતા. આજે પણ એ આપણને આપ્યે જાય છે. "વકટ, રૈંડ, મૂક, નાર ઉપરાંત નીર" શબ્દની પણ વ્યુત્પત્તિ તપાસવા જેવી છે.

શબ્દોદ્દ્ભવના આવા અનેક સ્થાન હોઇ, કોઇ પણ ભાષાની શબ્દ-સમૃદ્ધિનું માપ કાઢવું શકય નથી. વળી આવા સ્થાનોનો અતિરિક્ત ઉપયોગ કરવામાં જે ભય સમાએલો છે તે તરફ પણ આપણે લક્ષ્ય રાખવું જોઇએ ગૂજરાતીમાં સંસ્કૃત અને ફારસી શબ્દોની હરિફાઇને અંગે ઉદ્દભવતી વિચિત્ર ભાષાનો સૌને પરિચય છે. સુબદ્ધ અને સુવાચ્ય અર્થવાળા ભાષાના જ શબ્દોને પડતા મૂકી સંસ્કૃત શબ્દો વાપરવા અને સંસ્કૃતને પડતા મૂકી ફારસી

તરફ ઢળતુ એ ગુજરાતી શબ્દસમૃદ્ધિનો દુરૂપયોગ કરવા બરાબર છે. " કરમ, ભાગ્ય, નસીબ, કિસ્મત " જેવા શબ્દોથી ભાષાનો કોષ સંખ્યામાં સમૃદ્ધ ગણી શકાય પણ પહેલા શબ્દને બાદ કરતાં બાકીના ત્રણમાંથી એકેના ઉપયોગથી અર્થગૌરવ ખાસ ઘટતું કે વધતુ અમને તો નથી લાગતું.

ભાષાને શબ્દો મેળવવાના અને ઉપજાવી કાઢવાના એટલાં બધાં સ્થાન હોય છે, કે કોઈ સંપૂર્ણ નવો વાક્-શબ્દ ઉપજાવી એમાં આર્થારોપણ કરવાનું જવલ્લે જ બને આવા શબ્દોના નમુના શોધવા પણ અઘરૂં છે. તદ્દન જ નવો શબ્દ ઉપજાવી, એમાં અર્થારોપણ કરી એનો ભાષામાં પ્રચાર કરવો રહેજ પણ સરળ નથી. એવા શબ્દો અન્ય વ્યક્તિને સમજવા અઘરૂં પડે. એવા શબ્દોને સમજવા તો ત્યારે જ શક્ય બને જ્યારે વાક્યાર્થથી શબ્દાર્થ તરત જ પરખાય, અને એને લાંબુ આયુષ્ય જોઈતું હોય તો એના જેવા બીજા ઘણા શબ્દોની મદદની જરૂર પડે.

**ભાષા તે સર્જનાત્મક કૃતિ નથી પણ વિકાસશીલ શક્તિ** છે. ભાષાને મનુષ્ય બનાવતો નથી. પણ ભાષા મનુષ્યને દોરે છે. અને આપોઆપ વિકસે છે. ભાષાનું શાસ્ત્ર શકય છે તે તેથી જ. ભાષાને દરેક વ્યક્તિ જો બનાવી શકે તો તે કલા જ રહે અને વિજ્ઞાની એમાં દખલ કરી ન શકે. ભાષાનો સ્વભાવ જ તેને વિજ્ઞાનનો એક વિષય કરી મૂકે છે.

## પ્રકરણ ૩ જું

---

# લેખનવિદ્યા

---

### ૧. લિખિત શબ્દ અને શબ્દ-ધ્વનિ

લખાણની ઉત્પત્તિનો પ્રશ્ન છેડવો તે આવા નાના પુસ્તકને માટે ઉચિત ન કહેવાય એ તો સંસ્કૃતિવનો પ્રશ્ન છે. પણ બોલાતી ભાષા લખાવા માંડે ત્યારે શાં શાં પરિવર્તનો અને પરિવર્તનની કેવી કેવી ધારાઓ ભાષા ઉપર અસર કરે તે જોવું જોઇએ.

બાળક જ્યારે લખતાં શીખે, ત્યારે વાંચતાં પણ શીખે. અલ્પ કેળવણીથી જ આજનું બાળક સમજે છે કે લખાતા શબ્દો તે બોલતા શબ્દોની પ્રતિમા માત્ર છે. રેખાથી અંકિત શબ્દોના ધ્વનિ સાંભળવા અને એના ઉચ્ચાર કરવામાં જ વાચન આવી જાય છે. પણ લખાણ આજે જેવું છે તેવું જન્મ્યું ન હતું. એથી ઉલ્ટું આજનું લખાણ દીર્ઘ કાળાંતરે ઉપજેલી કૃતિ છે. શબ્દને શબ્દરૂપે લખતા માણસ ગઇ કાલે જ શીખ્યો એમ કહીએ તો પણ ચાલે. એ પહેલાં ચિત્ર-પ્રતિમાઓથી વિચાર દર્શાવાતા. પણ એમાં ઉંડું ઉતરવું આપણું કામ નથી. આપણે તો અહિં એટલું જ ધ્યાનમાં લઇશું કે વિચાર દર્શાવતી રેખાપ્રતિમા અને વિચાર દર્શાવતી શબ્દપ્રતિમાનો સંયોગ થતાં આજે આપણે જેને વાચન કહીએ છીએ તે નીપજ્યું. શબ્દ-ધ્વનિ અને રેખાંકિત-શબ્દને આપણે એક બીજામાં પલટાવી શકીએ; અને એ બન્નેનું કાર્ય અર્થ દર્શાવવા પુરતું જ હોય, છેવટ બન્ને એક જ વસ્તુના ભિન્ન સ્વરૂપ છે.

યુરોપથી ભારત સુધીના દેશોની શબ્દલિપિઓ ક્યાંથી આવી અને એમનો કેવી રીતે પ્રચાર થયો એ ચર્ચાસ્પદ અને અનિશ્ચિત પ્રશ્નને આપણે બાજુએ જ રાખીશું. ફક્ત એટલું જ ધ્યાનમાં રાખીએ કે, ઘણાખરા વિદ્વાનોનો મત એવો પડે છે કે મૂળ ફીનીશીઅન લીપિમાંથી આ બધી લીપિઓનો જન્મ હોવો જોઇએ. રેખાંકિત શબ્દને શબ્દધ્વનિ સાથે જોડતાં બહુ સૈકાઓની મહેનત લાગી હોવી જોઇએ તે સ્પષ્ટ છે. ચીન દેશનું લખાણ આજે પણ સંપૂર્ણ ધ્વનિદર્શક નથી; પણ ઘણે અંશે ચિત્રદર્શક છે. પણ એકવાર રેખા અને ધ્વનિનું જોડાણ થયા પછી લખાણને વિકસતા બહુ વાર નહિ લાગી હોય એ સમજી શકાશે.

દેવનાગરી, અને ઉત્તરભારતની હાલની ભાષાઓનો કક્કો અક્ષરી કક્કો છે. અરબી, અને બીજી બધી સીમેટીક ભાષાઓનો કક્કો પણ અક્ષરી છે. અક્ષરી કક્કો આજે તો ધ્વનિ-સૂચક છે, પણ પહેલાં તે ચિત્રસૂચક હોય એમ માનવાને કારણ છે. વર્ણાક્ષરોના હીબ્રૂ અને અરેબીક નામ—અલેફ-બે-ઇત્યાદિ તે તે ચિત્ર-શબ્દનાં નામ છે. ચિત્રશબ્દનું વર્ણાક્ષરમાં પરિવર્તન સ્વાભાવિક છે તેનું પ્રમાણ ચીની ભાષાની ચિત્રસૂચક શબ્દ-લીપિમાંથી જપાની ભાષાએ ઘડી કાઢેલ અક્ષરલીપિ છે.

## ૨. લખાતી અને બોલાતી ભાષા

લખાતી ભાષા અને બોલાતી ભાષામાં કેટલો બધો ફેર હોય તે કલમ હાથમાં પકડતાં જ સમજાશે. લખાણ અને વાણી ભાષાના બે ભિન્ન પ્રકાર છે. આપણે બોલીએ તેવું જ લખાવાને ગમે તેટલું મથીએ તો પણ એ નહિં બને. બોલવામાં જે બધી ઉચ્ચારની ખાંસીઅતો આવે તે લખાણ ન જ જાળવી શકે. લખવા બેસતાની સાથે જ બીજા લખે તેમ લખવાની તીવ્ર ઇચ્છા થઇ આવશે.

બાળકને પણ લખવા બેસાડશો તો તે તરત જ સમજશે એને લખવાનું છે, બોલવાનું નહિં અને જેમ બોલે તેમ નહિં જ લખે. કોઇ " અભણ " માણસને પણ હાથમાં કલમ આપીશું-અથવા કહીશું કે આ બધું લખાવાનું છે-તો તે અણધાર્યા ભાષાપ્રયોગ કરવા માંડશે. આમ થાય તે સ્વાભાવિક છે.

દરેક વ્યક્તિ અજાણતાંયે સમજે છે કે લખાણની ભાષા તે વ્યક્તિની ઉચ્ચારિત ભાષા નથી; પણ સમગ્ર જનતાએ માન્ય રાખેલી કૃત્રિમ ભાષા છે. એ બોલાતી ભાષાથી જુદી છે. બોલાતી ભાષા ઉપર તે પોતાનું વ્યક્તિત્વ લાદી શકે; અને એને લીધે પોતાનો અર્થ ચોકખો કરી શકે. લખાણની ભાષામાં આવું વ્યક્તિત્વ બેસાડવા જાય તો કોઇ એનું કહ્યું ન સમજે. આથી કરીને જ લખાણ અને વાણીમાં સ્વાભાવિક ફેર પડે છે.

### ૩. જોડણી અને ઉચ્ચાર

લખાણ અને વાણીમાં ફેર પડે છે એનું મોટામાં મોટું પ્રમાણ જોડણી. જોડણી અને ઉચ્ચારનું અસામંજસ્ય દરેક ભાષામાં રહેવાનું જ. અંગ્રેજી કે ફ્રેંચ જેવી લખાતી ભાષાઓ ભણનાર દરેક માણસ જાણે છે કે આ અસામંજસ્ય કેટલું માથાકુટીઉં થઇ પડે છે. યુરોપની ભાષાઓમાં જ નહિં આપણી ભાષાઓમાં પણ આવું અસામંજસ્ય દેખાવાનું જ. આ વિષયમાં પ્રત્યેક ગૂજરાતી કે મરાઠી બંગાળી ભાષાને દોષ દેવા તત્પર થશે. " અન્ય " અને " અન્ન " " મત્વ " " સત્ય " જેવા શબ્દો બંગાળીમાં બોલાય છે એક જ રીતે અને લખાય છે જુદી જુદી રીતે. એટલે એ કહેશે કે આ ભાષાના ઉચ્ચાર બહુ વિચિત્ર છે. પણ ગૂજરાતી અને મરાઠી પણ આવી વિચિત્રતામાં બહુ પછાત નથી.

ગૂજરાતીમાં મનના કોડ અને લુહારની કોડને જુદી રીતે

લખવાની પ્રથા હજી સર્વમાન્ય નથી થઇ વળી "આખ" "ચાક્ષ' વગેરે શબ્દોમા રહેલી ય-શ્રૂતિને રા નરસિંહરાવને " આખ્ય " ' ચાક્ષ્ય " એવી અસ્વાભાવિક જોડણીથી દર્શાવવી પડે છે એનું શું ? એમના " હમે 'નું પણ તેવું જ છે કોઇ પણ ત્રાહિત સાંભળનારને પૂછશો તો કહેશે કે હિંદી " હમારા " અને ગૂજરાતી " અમારા "માં પહેલા અક્ષરનો ઉચ્ચાર એક તો નથી જ પછી ભલે રા નરસિંહરાવ " અહંમારા " લખવા સામે ગમે તેવા શાસ્ત્રીય કારણો આપે વળી કાઠિઆવાડી અને સુરતીમા જે અઘોષ " હ " " સ=શ "નું સ્થાન લે છે એને માટે આપણી પાસે કોઇ જાતની ઉચ્ચારસંજ્ઞા નથી જ. એને " હ ' કહેવો તે " ક " ને ' ગ " લખવા બરોબર છે. એથીએ આગળ જઇએ તો ' હું આવ્યો હતો " જેવું સાદું વાક્ય પણ ગૂજરાતીમા જેમ લખાય છે તેમ ઉચ્ચારાતું નથી જ. ખરી રીતે એનો સાધારણ અને સર્વમાન્ય ઉચ્ચાર ' હું આય્વો'તો " એમ અથવા એવો જ કંઇક છે અને અમદાવાદમા તો આજે " હું આયો'તો " " તમે આયા'તા " જેવા ઉચ્ચાર છેક જ સામાન્ય થઇ પડયા છે એવા ઉચ્ચારો પ્રમાણે દરરોજ ભાષાની જોડણી બદલાવવી ?

ખરી વાત એ છે કે લખાણની ભાષા બોલાતી ભાષાને પગલે ચાલી શકે જ નહિ જ્યારે આવા શુદ્ધિ-ભક્તિના હિમાયતીઓ એમ કરવા બેસે ત્યારે ભાષાના સ્વાભાવિક-પરિવર્તન અટકે, અને એમા અસ્વાભાવિક પરિવર્તનો આવે રા નરસિંહરાવ જેમ "રીત્ય" અને " પ્રીત્ય " લખે છે એમ બોલાવા માંડે તો આમ એક નવી જ પરિવર્તનની ધારા ચાલે. અને પછી સંસ્કૃત શબ્દ "તથ્ય" અને સંસ્કૃત " તિથિ " પરથી થતા કાઠિયાડી " તથ્ય "શબ્દના ઉચ્ચારમાં કાંઇ ફેર ન રહે.

ઉચ્ચાર અને જોડણીને સાથે સાથે રાખવાની ઉમેદ ગૂજરાત

વિદ્યાપીઠ શકે તો પણ એ શક્ય નથી. આવી ઉમેદ ગમે તેટલી માનનીય હોય છતાં એવો પ્રયાસ વ્યવહાર દષ્ટિએ ફોકટ છે. ગૂજરાતી બોલીઓમાં "એ" અને "ઓ" માટે બે જાતના ચિહ્નો લાવવા એટલું જ ગૂજરાતી ઉચ્ચારો માટે બસ નથી. આજે તો ગૂજરાતીમાં "ડ"ના બે પ્રકાર છે. "ઝ"ના બે કે એથી વધારે છે. "ચ"ના બે છે એ તો રા. નરસિંહરાવે પણ બતાવ્યું છે. આ બધાને માટે આપણે જોડણી બદલ્યા કરીશું? અથવા અક્ષર સંજ્ઞાઓ વધાર્યા કરીશું? વળી "ઇ" હ્રસ્વ અને દીર્ઘ– "ઉ" હ્રસ્વ અને દીર્ઘના ઝઘડા પતાવીશું કેમ! અને ધારો કે કોઇ સંસ્થાએ કરેલા નિયમાનુમાર પત્યા. તો પછી "એ" "ઓ" અને "આ" હ્રસ્વ દીર્ઘ નથી જ થતા એમ છે? એવુ સમજનારા વિદ્વાનો ભાષાશાસ્ત્રનો–અને ખાસ કરીને ઉચ્ચાર શાસ્ત્રનો–સ્હેજ ઉંડો અભ્યાસ કરે એટલું જ કહેવાની હિમ્મત ચાલે છે. જો ગૂજરાતીમાં "એ" "ઓ" હ્રસ્વ દીર્ઘનો ભેદ ન હોય તો "ઈ" "ઉ" હ્રસ્વ–દીર્ઘનો છે એમ કહેવું સર્વથા અયોગ્ય છે.

ભાષા બોલાય તેમ લખવાનો પ્રયાસ કરવો નિષ્ફળ છે. ધારો કે આવો પ્રયત્ન સફળ કરવાના ઉદ્દેશથી જગતના ઉચ્ચાર વિજ્ઞાનીઓ આજે જ બેસે; અને દરેક ભાષાના પ્રત્યેક ઉચ્ચાર માટે એક એક જુદી સંજ્ઞા શોધી કાઢે પછી બધી ચોપડીઓ એવી જ રીતે છપાય. પણ તેથી શું વળ્યું? પહેલા તો આવી ઉચ્ચાર સંજ્ઞાઓની સંખ્યા-જગતની બધી જ ભાષાઓની ઉચ્ચાર-સંજ્ઞાઓનો સરવાળો કરીએ એથી પણ વધી જાય; અને છતાંએ ભાષા શીખતી વખતે તે ભાષાના ઉચ્ચારો કાને સાંભળ્યા પહેલાં કરવા શક્ય બને જ નહિ. ત્યારે આવી અનેકવિધ ઉચ્ચારસંજ્ઞાઓનો શો ખપ? બોલાતી ભાષાને પહોંચી વળવાનો માર્ગ એક જ છે. એને બોલાતી સાંભળવી. જોડણીના કૃત્રિમ નિયમો લખાણ માટે જ છે. ઉચ્ચાર માટે નથી.

ખરી વાત તો એ છે કે દરેક શબ્દને જુદો ઉચ્ચાર હોતો જ નથી. દરેક ભાષામાં વાક્-શબ્દની સ્વતંત્ર **ઉચ્ચાર પદ્ધતિ** જ હોય છે. એ પ્રશ્નને આપણે આગળના એક પ્રકરણમાં ચર્ચ્યો છે. મરાઠી અને ગૂજરાતી જેવી પાસે પાસેની જ ભાષા લઇશું તો એ બે ભાષાઓની સ્વતંત્ર જ ઉચ્ચાર પદ્ધતિ તરત દેખાઇ આવશે. કોઇપણ મરાઠી બોલનારને ગૂજરાતી વાંચતાં શીખવો. અને પછી એને ગમે તેવા જોડણીના કૃત્રિમ ઉપાયો કરી લખો, અને પછી જુઓ કે એના વાચનમાં અને ગૂજરાતી બાળકના વાચનમાં કેટલો ફેર પડે છે. એટલું જ નહિ, સંસ્કૃત જેવી ભાષાને બંગાળી, હિંદી, મરાઠી અને ગૂજરાતી બોલનાર પાસે વંચાવીશું તો આપણને ચાર જુદી જુદી ઉચ્ચારપદ્ધતિ માલમ પડશે. ( અંગ્રેજી ભાષા બોલતાની સાથે જ આપણે ઘણી વખત કહી આપી શકીએ કે " આ મીસ્ટર મદ્રાસી છે. " ) સંસ્કૃત લખાય છે એક જ રીતે. અને દરેક સંસ્કૃત અક્ષરનો ઉચ્ચાર શો તે પણ આપણે જાણીએ છીએ. છતાં આવું ઉચ્ચારનું અસામંજસ્ય કાં ? કારણ એટલુ જ કે ભાષા બોલાતી સાંભળ્યા વિના ઉચ્ચાર કરી શકાય જ નહિ. ઉચ્ચાર અને જોડણીની દૃષ્ટિએ સંસ્કૃત ભાષાનો નંબર જગતની ભાષાઓમાં પહેલો આવે છે છતાંએ ભારત-વાસીઓમાં જ આવો ભેદ શા માટે પડે છે ? કારણ **ઉચ્ચારપદ્ધતિને** લખાણથી દર્શાવી શકાતી જ નથી.

આ ઉપરાંત વળી બીજી એક વાત ભૂલવી ન જોઇએ. ઉચ્ચારપદ્ધતિ પળે પળે બદલાતી ચાલે છે. અને જોડણીને એની સાથે સાથે બદલાવું પડે તો આજની લખેલી ભાષા કાલ બદલવી પડે. દર પેઢીએ આપણે આમ કર્યા કરીએ તો એનો અંત કયાં ? ઉચ્ચારપરિવર્તનની સાથે સાથે જ જોડણીપરિવર્તન કરવાનો આગ્રહ રાખીએ તો લખવું પણ લગભગ અશક્ય થઈ પડે લખાતી

ભાષામાં કોઇ જઆએ તો કૃત્રિમતાની આણ માનવી જ પડે; જ્યારે બોલાતી ભાષાનો ધારાપ્રવાહ ખાળવો અશક્ય છે.

બોલાતી ભાષા અને લખાણને બને તેટલાં પાસે રાખવાના પ્રયાસને છેક જ ઉતારી પાડવાનો અમારો ઉદ્દેશ નથી. પણ જોડણી સુધારણાની ધગશને લીધે આજકાલ જે જાતના પ્રયાસ થાય છે તેની પાછળ કોઇ જાતની વૈજ્ઞાનિક દષ્ટિને સ્થાન અપાતું હોય એવું અમને નથી લાગ્યું. જોડણીને સુધારતાં પહેલાં અતિ કાળજીપૂર્વક કામ થવું જોઇએ. ભાષાનો સ્વભાવ અને ઉચ્ચારપરિવર્તનની ધારાઓને ધ્યાનમાં લીધા વિના જોડણીના નિયમો ઘડવા બેસી જવું એ સાહસ માત્ર છે. ગમે તેમ તો એ લખાણ તે એક વિદ્યા છે. અને દરેક વિદ્યા કૃત્રિમ સાધનોનો જ ઉપયોગ કરે. એમાંથી કોઇક સગવડદાયક તો કોઇ અગવડકારક હોવાના જ. કોઇએ આપેલા કે પ્રચાર કરેલા જોડણીના નિયમોની ટીકા કરવાનો અમારો હેતુ નથી. ઉલ્ટું એ દિશામાં થતા પ્રયાસો ઇચ્છનીય છે. પણ સુધારણાનું કામ ઉંડા અભ્યાસપુરઃસર થવું જોઇએ. ઉપર ચોટીઉં જ્ઞાન અજ્ઞાન કરતાંયે ભયંકર નીવડે. અને આજ સુધીમાં જોડણીની સુધારણ. માટે થયેલા પ્રયાસો ઉંડા અભ્યાસનું ફળ છે એમ અમે નથી કહી શકતા એ દુઃખની વાત છે. ઉંડા અભ્યાસ વિના કરાયેલા આવા પ્રયાસો ગમે તેવી માનનીય સંસ્થાઓ તરફથી થાય છતાંયે એ સર્વમાન્ય ન જ બને તે દેખીતું છે.

---

# પ્રકરણ ૪ થું.



## લિપિ-સુધારણા



### ૧. લિપિ-ઐક્ય

આજ કાલના સંસ્કૃતિ-સ્રોતને ધ્યાનમા રાખી લિપિનો પ્રશ્ન પણ અહિ છેડવો પડે છે જો કે લિપિ-વિચાર તે ભાષા-શાસ્ત્રનો નહિ પણ બૃહદ્-સંસ્કૃતિનો પ્રશ્ન છે

આગળના પ્રકરણમાં આપણે જોયુ કે સસ્કૃતમાથી નિકળી આવેલી ઉત્તરહિંદની બધી ભાષાઓમા અક્ષરી કક્કાનો ઉપયોગ થાય છે અને ઉર્દુ અને સિંધિને બાદ કરતા બાકીની બધી જ મૂખ્ય ભાષાઓની લિપિ મૂળ દેવનાગરી લિપિમાથી ઉતરી આવેલી છે એ લિપિમા આજ સુધીમાં પ્રાંત પ્રાંત પરત્વે થોડા ઘણા ફેરફાર થયા છે. અને તે ફેરફાર માત્ર લેખનની દષ્ટિએ સુગમ કરવા પૂરતાં જ છે જ્યારે છાપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો જ ન હતો તે વખતના એ ફેરફારો છે ત આપણે ભૂલવુ ન જોઇએ

ઉત્તર ભારતની લિપિઓમા ગૂજરાતી, બગાળી અને ઓરીયા ખાસ ધ્યાન ખેચે એવી રીતે બદલાઇ છે. હિંદી અને મરાઠી તો આજે પણ દેવનાગરીને જ વળગી રહી છે

છાપવાની અને લખવાની દષ્ટિએ દેવનાગરીમા જટિલતા વિશેષ છે દેવનાગરીની મથાળા બાંધવાની પદ્ધતિએ ખાસ છાપ-ખાનાઓનો રોષ વ્હોરી લીધો છે એ ઉપરાંત દેવનાગરી લિપિ

અક્ષરોમાં પડતા ખુંણુખાંચા પણ ત્રાસદાયક છે. બંગાળીમાં પણ છાપવા પુરતો તો આ મથાળાંઓનો ત્રાસ છે જ. જો કે લખાણમાં એ મથાળાંઓ ને જતાં કરતાં બંગાળીઓ અચકાતા નથી.

ગૂજરાતી લિપિએ છાપવામાં પણ મથાળાંઓને ઉડાવી દઈ સરળતાનો માર્ગ મોકળો કર્યો છે. વળી ગૂજરાતીમાં અક્ષરોએ ગોળ મરોડે થઈ લખાણને સરળ બનાવ્યું છે. એટલે ગૂજરાતી લિપિ હિંદની સામાન્ય લિપિ બનવા સારો એવો અધિકાર દર્શાવી શકે. એ અધિકાર અપાવવા, એનાં મૂળ દેવનાગરીથી વધારે પડતા દૂર નીકળી ગયેલા એવા કેટલાક અક્ષરોને વળી મચડી એની પાસે લાવી, અને ગૂજરાતી લિપિનેજ હિંદની રાષ્ટ્રલિપિ બનાવવા કેટલાક વિદ્વાનોએ પ્રયત્ન આદર્યો છે. એટલું જ નહિં, એમના પોતાના લેખો દેવનાગરી જાણનારા બધાજ માણસો વાંચશે એવું માનનારા કેટલાક લેખકો એજ લિપિમાં પોતાના લેખો છપાય એવો આગ્રહ પણ રાખે છે.

બીજી બાજુ આ દેવનાગરીનો આગ્રહ છોડી દઇ અને આખાયે જગતમાં હિંદની ભાષાઓ વંચાય એવા ઉદ્દેશથી, કે પછી એક બીજા પ્રાંતો અને કોમો એક બીજા વિરૂદ્ધ ઉશ્કેરાતા અટકે એવા આશયથી કેટલાક વિદ્વાનોએ રોમન લિપિની હિમાયત કરવા માંડી છે.

આ બે દૃષ્ટિબિંદુઓને ટેકો આપનારા વિદ્વાનોએ ઘણી ચર્ચા કરી છે. આજકાલના માસિકો, વર્તમાનપત્રો અને પત્રિકાઓ આ ચર્ચાથી ભરપૂર હોય છે. આમાંથી ઘણીખરી ચર્ચાઓ સંસ્કૃતિ-તત્વ વા રાજકીય પાયા ઉપર હોઇ એમાં ભાષાશાસ્ત્રીએ માથું મારવું ન ઘટે. પણ લિપિવિચાર કરતાં ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જે થોડું ઘણું કહી શકાય તેનો જ ઉલ્લેખ અહિ કરીશું, અને

છેવટ તો લિપિ ભાષાને જ વ્યકત કરવામાં વપરાતી હોઇ ભાષા-શાસ્ત્રીને એ ચર્ચા ઉપર ધ્યાનથી નજર રાખવાની તો રહી જ છે.

લિપિ-વિચારમાં એક વાત સ્પષ્ટ કબૂલ રાખવી જ પડે. લિપિ તે ઉચ્ચારને વ્યકત કરતું એક જ કૃત્રિમ સાધન છે. અને ઘણે અંશે આજની દેશ દેશની લિપિઓ આકસ્મિક પરિણામ રૂપે જ અવતરી છે એટલે કોઇપણ દેશ-કે ભાષા-લિપિ બદલવાનો નિશ્ચય કરે, અને એને અમલમાં મૂકે તો આભ ધરતી એક થવ નો કશો ભય નથી જ. આજના ટર્કીએ એની મૂળ એરેબીક લિપિ ત્યજી રોમન સ્વીકારી છે. જપાન અને ચીને પોતાની લિપિઓના અનેક શબ્દોને છોડી થોડાએક અક્ષરોથી કામ ચલાવવાનું પસંદ કર્યું છે.

આમ આપણે જોઇ શકીએ છીએ કે લિપિસુધારણાનો પ્રશ્ન જેટલો દેખાય છે એટલો ફૂટ નથી. દેવનાગરી ઉપરથી ઉતરી આવેલી જ કોઇને કોઇ લિપિ હિંદની સામાન્ય લિપિ થવી જ જોઇએ એવો આગ્રહ રાખવામાં કશું વજૂદ અમે તો નથી જોઇ શકતા. પણ સાથે સાથે રોમનલિપિ જેવી અત્યંત અગવડદાયક લિપિને સ્થાન આપવામાં પણ ખાસ ડહાપણુ કે ઉંડો વિચાર નથી જ. એમાં રાજકીય દૃષ્ટિએ પણ એવો કેવોક ફાયદો થાય એ વિષે અમને શંકા છે.

વાત એમ છે કે લિપિઐક્યનો આગ્રહ જ ખોટો છે અને એના હિમાયતીઓ ટૂંકો રસ્તો શોધવામાં પડી ગયા છે. લિપિઐક્યની એવી તે શી ખાસ જરૂર છે એનો ઉંડો વિચાર કરતો એક પણ નિબંધ કે લેખ લખાયો હોય એવી જાણુ અમને નથી. બધા જ માને છે કે એક લિપિ થવાની સાથે સાથે જ બધા

રાજદ્વારીઓ માનતા હોય એમ લાગે છે અને એ માન્યતામા જ ગોટાળાના મૂળ છે એક ભાષા વાંચતાં અને બોલતાં લોકોમાં સંસ્કૃતિઐક્યની ભાવના કેળવાય એ તો સ્પષ્ટ છે એ વિષે બે મત હોય જ નહિ. પણ જૂદી જૂદી ભાષા બોલનારાઓ એક સામાન્યલિપિને કાચે તાંતણે બંધાય કે નહિ એ પ્રશ્ન ચર્ચાસ્પદ છે એટલુ જ નહિ, એ પ્રશ્ન આજસુધી અવળેથીજ ઉકેલવાના પ્રયત્નો થયા છે

લિપિજ નહિ, એક સામાન્ય ભાષા પણ આવુ રાજકીય–ઐક્ય લોકોમા પ્રવર્તાવી શકે એ માનવુ અધરૂ છે દરેક હિંદવાસી હિંદી વા હિન્દુસ્તાની સમજે વાંચે એટલે રાજકીય-ઐક્ય આવશે એવુ માનવુ સ્વપ્નસમ છે તો તો આજનું આયર્લૅન્ડ બ્રીટન તળે રહેવામા ગૌરવ માનત એટલું જ નહિ, અંગ્રેજી ભાષા અને સંસ્કૃતિનુ વારસ અમેરીકા ઇંગ્લાંડથી છૂટું પડયુ ન હોત

માણસો એ લિપિમાં લખાતી બધી ભાષાઓ વાંચતા સમજતા થઇ જશે. આમ થાય કે નહિ તે જ આપણે જોઇશું.

## ૨. લિપિ-સુધારણાની અગત્ય

લિપિ બદલાવીએ એમ કહેતાં જ આપણે માન્ય રાખીએ છીએ કે લિપિ બદલાવવાની સાથે સાથે જ એમાંથી અનેક ફાયદા નિકળી આવવાના. એવું માની ન લેતાં એ ફાયદાઓ શા છે તેજ આપણે સમજીએ.

લિપિ બદલાવવાનું એક મોટું કારણ તો એ હોય કે જે લિપિમાં આજ સુધી કોઈ એક ભાષા લખાતી આવી હોય તે અત્યંત અગવડ-દાયક હોય ટર્કીની પ્રજાને પોતાની ભાષાની જૂની લિપિમાં કેટલીક અગવડો જણાઇ અને તરતજ એમણે પોતાની લિપિ બદલાવી એમાં મૂખ્ય અગવડ પુસ્તકો છાપવાની હતી. એરેબીક બીબા બનાવવાને બદલે હજીએ લીથો પ્રીન્ટીંગનો આશ્રય લેવાય છે. આજ એનું મૂખ્ય કારણ. એ ભાષા બોલનારાઓમા કેળવણીનો પ્રચાર બહોળો થાય એવો આ લિપિ સુધારણા પાછળ ઉદ્દેશ હતો. થોડાએક વર્ષો પહેલા ચીન-જપાને પણ પોતાની ભાષાઓના હજારો ચિત્રાક્ષરોને છોડી થોડીએક મુખ્ય સંજ્ઞાઓનો કક્કો બનાવ્યો. તેમાં પણ સરળતા એજ ઉદ્દેશ હતો. આ બધુ સમજી શકાય એવું છે. અને ભાષાશાસ્ત્રીને એમા માથુ મારવાની તક જ નથી.

ભારતવર્ષમા લિપિસુધારણાની જે ચળવળ ચાલી રહી છે એની પાછળ આવો કશો ઉદ્દેશ નથી. ઉદ્દેશ જૂદો જ છે. તે એ કે રાષ્ટ્ર-ઐક્યની સાધનામાં આ સામાન્યલિપિ મદદકર્તા થાય. એક સામાન્ય ભાષા શીખવી હોય તો સામાન્યલિપિની જરૂર પડેજ એવું

રાજદ્વારીઓ માનતા હોય એમ લાગે છે. અને એ માન્યતામાં જ ગોટાળાનાં મૂળ છે. એક ભાષા વાંચતાં અને બોલતાં લોકોમાં સંસ્કૃતિઐક્યની ભાવના કેળવાય એ તો સ્પષ્ટ છે. એ વિષે બે મત હોય જ નહિં. પણ જૂદી જૂદી ભાષા બોલનારાઓ એક સામાન્યલિપિને કાચે તાંતણે બંધાય કે નહિં એ પ્રશ્ન ચર્ચાસ્પદ છે એટલું જ નહિં, એ પ્રશ્ન આજસુધી અવળેથીજ ઉકેલવાના પ્રયત્નો થયા છે.

લિપિજ નહિં; એક સામાન્ય ભાષા પણ આવું રાજકીય-ઐક્ય લોકોમાં પ્રવર્તાવી શકે એ માનવું અઘરૂં છે. દરેક હિંદવાસી હિંદી-વા હિન્દુસ્તાની સમજે વાંચે એટલે રાજકીય-ઐક્ય આવશે એવું માનવું સ્વપ્નસમ છે. તો તો આજનું આયર્લૅન્ડ બ્રીટન તળે રહેવામાં ગૌરવ માનત. એટલું જ નહિં, અંગ્રેજી ભાષા અને સંસ્કૃતિનું વારસ અમેરીકા ઇંગ્લાંડથી છૂટું પડયું ન હોત.

વાત એમ છે કે ભાષા-ઐક્યથી ઓછેવત્તે અંશે સંસ્કૃતિઐક્ય સ્થાપી શકાય, પણ રાજકીય-ઐક્યમાં સબળતાનું કામ કરવામાં એ કદી સફળ નથી નિવડયું. એટલે આખાયે ભારતવર્ષને રાજકીય ઐક્યે જડવા માટે ભાષાઐક્યની જરૂર છે એવું માનનાર આભમા મિનારા રચી રહ્યા છે. ભાષાઐક્યથી રાજવહિવટનું કામ સરળ બને ખરૂં, પણ એ સરળતામા બીજા અનેક ગુણો જોવામાં બુદ્ધિ કરતાં લાગણીને જ વધારે પ્રાધાન્ય અપાય છે.

પણ આ તો ભાષાઐક્યની વાત થઇ. ભાષાઐક્ય લાવવા માટે લિપિસુધારણાની જરૂર છે એવુ સાબિત કરવું એથીયે મુશ્કેલ છે. આજની ભારતવર્ષની લિપિઓને સુધારવાની જરૂર છે એમ કહેતાં પહેલાં એના અગવડકારક તત્વોનો ઉલ્લેખ થવો જોઇએ. અમે જાણીએ છીએ ત્યાં સુધી તો ઉપર કહ્યો તે મથાળાં બાંધવાનો

પ્રશ્ન એ જ એક મુખ્ય છે. હા, કદાચ જોડાક્ષરોનો પ્રશ્ન પણ આડે આવતો હોય. પણ જોડાક્ષરોને સાદી રીતે લખવાની પ્રથા ચાલુ કરવામાં લિપિસુધારણાનો પ્રશ્ન આવે જ નહિ. અને ખરૂં પૂછો તો ઘણા ખરા જોડાક્ષરો "લખાણુમાં" સરળતા આણવા માટે જ થયા છે. વાંચવાની જે અગવડ છે તે ક્ષણિક જ છે. જોડાક્ષરોને સુધારી લેતા કોઇ ભાષાને વાર લાગશે નહિ. બંગાળી ભાષાના અતિશય નિરાળા બનતા જોડાક્ષરો શરૂઆત કરનારને મુંઝવે છે તે ખરૂં. એને માટે છાપખાનાઓને વધારે પડતા બિબ્બાંઓના ખર્ચમા ઉતરવું પડે છે એ પણ ખરૂં. પણ એ અગવડનો નિવેડો લાવવા બંગાળી લિપિને જ ઉડાવી દેવાની શી જરૂર ? એવી જ રીતે બીજી ભાષાઓમાં લિપિઅક્ષરોમા સ્હેજસાજ સુધારા કરવાની જરૂર જણાય તો આખી લિપિને જ ઉડાવી દેવી એવા નિર્ણયપર કેમ અવાય ?

આપણી લિપિઓ માટે ટાઇપ રાઇટરની અગવડ છે એ પણ એક મોટો વાધો થઇ પડેલો છે. જો રોમન લિપિ લેવાય તો આ અગવડ દૂર થાય. અહિં પણ અમારે કહેવુ જોઇએ કે ટાઇપરાઇટરની શોધ થયા પછી ગુજરાતી વા અન્યાન્ય લિપિઓના ટાઇપરાઇટરોમાં સુધારો કરી એને સહજ બનાવવાના પ્રયાગો હજી પૂરતા થયા જ નથી. અને એ ટાઇપરાઇટર સગવડદાયક ન થવાનું કારણુ એની લિપિ નથી, પણ પૂરતાં ખરીદનાર ન મળે એ છે. બાકી એ ટાઇપરાઇટરને સરળ બનાવવું એ અતિશય મુશ્કેલ કામ નથી જ.

એ અક્ષરોથી લખાતો હશે એને માટે ચાર કે પાંચ બિબાંઓ જોઈએ–અને જે શબ્દ ચાર અક્ષરોમાં પુરો થાય તેને માટે ઓછા-માં ઓછાં છથી આઠ બિબાંઓ જોઈએ. એમાં બિબાંઓ વધારે જોઈએ એટલું જ નહિ કાગળ શાહી વગેરેનું ખર્ચ પણ વધે. એ ખર્ચ પણ લખાણની જે કરકસર છે એમાં ગણાવું જોઈએ. આજની ૩૦૦ પાનાની ચોપડી જ્યારે ૪૫૦ કે ૫૦૦ પાનાની થશે ત્યારે દેશની આર્થિક દૃષ્ટિએ એ સુધારકોએ ફાયદો કર્યો ગણાશે?

હવે બીજી બાજુ આપણી લિપિઓની અંદર જ એવો કશો દોષ છે કે જેથી એ ભણવી સમજવી મુશ્કેલ પડે તે તપાસીએ. કોઈ પણ લિપિ જ્યારે બાળકને વાંચતાં કે લખતાં શીખવાનું હોય ત્યારે એને એ ભાષાના બધા જ ઉચ્ચારો વાંચતાં કે લખતાં શીખવું પડે. એ લિપિમાં પંદર અક્ષરો રાખો કે પચાસ. બાળકને શીખવાના અક્ષરો નથી પણ ઉચ્ચારો છે. અને દરેક–શબ્દનો ઉચ્ચાર શીખવા માટે જુદા જુદા અક્ષરોનાં મિશ્રણ સમજવું જરૂરનું છે. એટલે કે ભાષા શીખનારની દૃષ્ટિએ લિપિના અક્ષરો ઓછા કરવાથી કશી જ કરકસર થઈ શકે નહિં. ઉલ્ટું શીખનારનું કામ વધે છે.

અંગ્રેજી ભાષાની જ વાત કરીએ તો, અંગ્રેજીના અક્ષરો છવીસ માત્ર હોવા છતાં એ ભાષાના શબ્દો શીખવા અતિશય અઘરૂં થઈ પડે છે. Warm " વૉર્મ ", અને " Worm " " વર્મ " વળી સાથે સાથે જ " Storm " " સ્ટૉર્મ ", આવી અનિયમિત જોડણીના ઢગલાબંધ દાખલા અંગ્રેજી પૂરાં પાડી શકે. કોઈ કહેશે તેથી શું લિપિઅક્ષરો તો શરૂઆતમાં છવીસ જ શીખવાનાને ! ખરૂં છવીસ જ પણ પછી–"ખ" અને "છ" માટે જુદી સંજ્ઞાઓ શીખવી રહી તેનું શું ? અને લિપિ

ટૂકી કરી એટલે આખી ભાષા વાચી અને સમજવાની સગવડ થઇ ? એ જ પ્રશ્ન છે લિપિ શીખ્યા એટલે ભાષા આવડી એવુ તો નથી જ ને ?

વળી એક વાત યાદ રાખવા જેવી છે ભાષાની લિપિ જો આવડની હોય તો એ ભાષા શીખવાનો આગ્રહ માણસને થાય એવુ ઘણાનુ માનવુ છે લિપિના જ દેખાવથી જે માણસ ડરી જાય તે કદી કોઇ ભાષા શીખવાનો ? અને લિપિ વાચતા આવડી એટલે ભાષા શીખવા દોડી જાય એવુ કાંઇ થોડુ જ બનશે ? તો તો સસ્કૃત લિપિ વાંચતા દરેક ગૂજરાતી બાળક શીખે છે છતાં સસ્કૃત વાચી અને સમજી શકે એવા કેટલાક ગૂજરાતીઓ છે ?

અને પાસે જ પડેલી મરાઠીનુ શુ ? મરાઠી કેટલા ગૂજ-રાતીઓ શીખે છે ? હા, પોતાના નોકર સાથે બોલવા પૂરતુ મરાઠી ઘણા મુબાઈગરાઓ જાણતા હશે પણ એ તો નોકર સાથે બોલ-વાની જરૂરતને લીધે લિપિની સરળતાને લીધે નહિ જ લિપિ આવડતી હોય તો ભાષા શીખવા માણસ પ્રેરાય એ વાત તદ્દન જ વિચાર શૂન્ય છે નવી લિપિ શીખતા જેટલો વખત લાગે છે તેટલો વખત ન આપનાર કદી નવી ભાષા શીખવાનો નહિં અને સૌથી રમુજી વાત તો એ છે કે કોઇ પણ નવી ભાષા શીખનારને એક નવી લિપિ શીખતા કેટલો વખત લાગે એનો અડસટ્ટોજ નથી થયો લેખકને તો અનુભવ છે કે અવસ્તન જેવી છેકજ અપરિચિત લિપિ શીખતા પણ એક દિવસથી વધારે નથી લાગતો. બંગાળી લિપિ શીખવામા થોડાએક કલાકની જ મહેનત બસ છે જે માણસ ભાષાની ઉચ્ચારપદ્ધતિ, એનુ વ્યાકરણ અને એનો શબ્દકોષ શાખવાને તૈયાર હોય તેને આટલી લિપિ આડે આવે એ વાત જ હસ્યાસ્પદ છે.

ટુંકમાં જે બાહ્ય કારણોને લીધે આજે લિપિસુધારણાનો પ્રશ્ન ચર્ચાઇ રહ્યો છે એમાંનું એકે ગંભીર કારણ નથી. લિપિ–સુધારણા તો છેક જ જૂદી દૃષ્ટિથી કરવાની હોય. તે એ કે ભાષાના ઉચ્ચારો બતાવવાની લિપિની ખામી. પરદેશીઓ એ ભાષા શીખશે કે નહિ તે નહિ જ. અને જો આ ખામીની વાત કરીએ તો આજે દુની-યામાં ભાગ્યે જ એવી કોઇ ભાષા મળશે જેના લિપિઅક્ષરો ઉચ્ચારને બરાબર પ્રદર્શિત કરતા હોય ગૂજરાતીની વાત કરીએ તો એમાં આવી ઘણી ખામીઓ છે. હિંદની ઘણીખરી ભાષાઓમાં એવી ખામીઓ છે. એ ખામીઓ દૂર કરવાનો પ્રશ્ન અમે આગળના પ્રકરણમાં ચર્ચ્યો છે. અમે તો પહેલેથી જ કહ્યુ છે બધા જ ઉચ્ચારો દર્શાવવાનું મમત્વ લિપિએ છોડવું જ પડે. સાથે સાથે એટલું પણ ખરૂં કે ગૂજરાતી જેવી ભાષામાં ત્રણ ત્રણ " ઝ " હોય વા બે " ડ " હોય છતાં એક જ સંજ્ઞા હોય તે શીખનારને મુંઝવનારૂં છે. એટલે ભાષામાંના કેટલા ઉચ્ચારોને સંજ્ઞાઓની અનિવાર્ય જરૂર છે તે નક્કી કરવા ભાષાશાસ્ત્રીઓએ બેસવું જોઇએ. પણ એમાં પોતપોતાનાં પક્ષપાતને બાજુએ મૂકવા પડે. અને ભાષા શીખનારને ઉચ્ચારની દૃષ્ટિએ, લખનારને લખવાની દૃષ્ટિએ અને છાપનારને છાપવાની દૃષ્ટિએ કેવી સગ્ગળતા આપી શકાય તે જોવું જોઇએ. એ સિવાયના બધાં કારણોને ભાષાશાસ્ત્રીને લેવા દેવા નથી. ભાષાશાસ્ત્રીને તો એટલું જ દર્શાવવુ રહ્યું કે સુધારાની હિમાયત કરતાં પહેલાં એ સુધારાથી શો ઉદ્દેશ સરશે એ નક્કી કરવુ તે સુધારકોની ફરજ છે.

— સમાપ્ત —

શ્રી સયાજી સાહિત્યમાળામાં પ્રકટ થયેલાં

# ભાષાશાસ્ત્ર સંબંધી પુસ્તકો.

---

૧. (૩૮) તુલનાત્મક ભાષાશાસ્ત્ર : શ્રી. પ્રીતમલાલ નરસિંહલાલ કચ્છી, બી. એ. ( ૧૯૨૦ ) રૂ. ૧-૪-૦

૨. જૂની ગુજરાતી ભાષા : શ્રી. ચતુરભાઈ પુરુષોત્તમ પટેલ, બી. એ. ( ૧૯૩૬ ) રૂ. ૨-૪-૦

૩. ભાષા-વિજ્ઞાન પ્રવેશિકા : શ્રી. બચુભાઈ શુકલ ( ૧૯૩૯ ) રૂ. ૧-૧-૬

---

# કેટલીક મોટી ભૂલો.

| પાનું | લીંટી | શુદ્ધ | અશુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૧ | એવાં નજીવા | એવા નજીવા |
| ૮ | ૧૨ | શીખવાય | શિખવાય |
| ૧૧ | ૧૪ | ગણાય. | ગણાય |
| ૧૧ | ૧૭ | ઘટાવવી | ઘવટાવી |
| ૨૦ | ૨૫ | બનાવે છે. | બનાવે છે |
| ૩૦ | ૧૧ | સંકડાયેલી | સકડાયેલી |
| ૩૦ | ૧૨ | સ્વર | સ્વર. |
| ૩૪ | ૧૬ | સ્નિગ્ધતાલુ | સ્નિગ્મતાલુ |
| ૩૬ | ૩ | જાણે | જાણે, |
| ૪૨ | ૧૮ | નહિં. | નહિ, |
| ૪૬ | ૧૪ | તત્વો છે. | તત્વો છે, |
| ૫૫ | ૬ | અર્થ. | અર્થ |
| ૬૨ | ૭ | બોલાતી | બેલાતી |

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૧૪ | હોઇ | હોય |
| ૮૮ | ૧૫ | નિષ્ક્રિય. | નિષ્ક્રિય, |
| ૯૩ | ૧૩ | નથી. | નથી |
| ૯૮ | ૩ | તરીખે. | તરીખે |
| ૧૦૩ | ૨૫ | હોય. | હોત |
| ૧૦૪ | ૧૨ | શકાતું. | શકાતું |
| ૧૦૫ | ૧૨ | હતી. | હતી |
| ૧૦૫ | ૧૩ | વિષ્યર્થ | વિદ્યર્થ |
| ૧૦૯ | ૨૫ | વપરાય ત્યારે તે | વપરાય તે |
| ૧૧૧ | ૭ | કાળમાં | કામમાં |
| ૧૧૨ | ૨૧ | વાકયનાં | વાક્યનાં |
| ૧૧૬ | ૨૫ | ગૌણકર્મ | ગણુકર્મ |

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૧૪ | હોઇ | હોય |
| ૮૮ | ૧૫ | નિષ્ક્રિય. | નિષ્ક્રિય, |
| ૯૩ | ૧૩ | નથી. | નથી |
| ૯૮ | ૩ | તરીખે. | તરીખે |
| ૧૦૩ | ૨૫ | હોય. | હોત |
| ૧૦૪ | ૧૨ | શકાતું. | શકાતું |
| ૧૦૫ | ૧૨ | હતી. | હતી |
| ૧૦૫ | ૧૩ | વિધ્યર્થ | વિદ્યર્થ |
| ૧૦૯ | ૨૫ | વપરાય ત્યારે તે | વપરાય તે |
| ૧૧૧ | ૭ | કાળમાં | કામમાં |
| ૧૧૨ | ૨૧ | વાક્યમાં | વાક્યનાં |
| ૧૧૬ | ૨૫ | ગૌણકર્મ | ગણુકર્મ |
| ૧૨૭ | ૩ | પાણિનિ | પાણીની |
| ૧૨૭ | ૧૭ | સાથે સાથે | સાથે સાથે સાથે |
| ૧૨૯ | ૨ | ગોખાવવાનો | ગોખવવાનો |
| ૧૩૨ | ૧૬ | એમ કહીએ | એમ આપણે કહીએ |
| ૧૩૫ | ૧૪ | પાડવા | પાડવામાં |
| ૧૪૨ | ૬ | પરણાવવા | પરણુવવા |
| ૧૪૪ | ૬ | ગુંડાશાહી | ગુંઠાશાહી |
| ૧૪૪ | ૨૨ | કરવાનો જ. | કરવાનો જ, |
| ૧૪૭ | ૨૬ | આંબલી | આંબીલી |
| ૧૬૦ | ૨ | સંસ્કૃતિતત્વ | સંસ્કૃતિત્વ |